પૂજ્ય શ્રી લાધાજી સ્વામી સ્મારક ગ્રંથમાળા—મણકો ૨૨ મો

ૐ

# શ્રી પ્રશ્નવ્યાકરણ સૂત્ર

[ ગુજરાતી અનુવાદ ]

અનુવાદક
સ્વ. જૈનાચાર્ય પૂજ્ય શ્રી લાધાજી સ્વામીના શિષ્ય
મુનિ શ્રી છોટાલાલજી
( લીંબડી સંપ્રદાય )

महव्वए पंच अणुव्वए य । तहेव पंचासवसंवरे य ॥
विरतिं इह सामणियंमि पन्ने । लवावसक्की समणे त्तिबेमि ॥
सूयगडांग ॥

પ્રકાશક
નાથાલાલ ડાહ્યાભાઈ શાહ
ઓન. સેક્રેટરી પૂજ્ય શ્રી લાધાજી સ્વામી પુસ્તકાલય લીંબડી.

આવૃત્તિ ૧ લી                    પ્રત ૧૦૦૦
વીર સંવત ૨૪૫૬    સને ૧૯૩૦    વિ. સં. ૧૯૮૬

અમદાવાદ—શ્રી ડાયમંડ જ્યુબિલી' પ્રિંટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું

મૂલ્ય

## પૂજ્ય શ્રી લાધાજી સ્વામી સ્મારક ગ્રંથમાળા.



### જૈન મુનિ શ્રી છોટાલાલજી કૃત પુસ્તકો

મણકો ૧ વિદ્યાસાગર ભાગ ૧ ,, ૦-૮-૦
૨ ,, ,, ૨-૩ ૧-૦-૦
૩ શ્રીસદ્દુપદેશ કુસુમમાળા ( ૬ ઠી આવૃત્તિ ) ભેટ
૪ માદાની માવજત (નથી)
૫ શ્રી ભક્તામર મંત્રમાહાત્મ્ય ,, ૨-૦-૦
૬ વિશુદ્ધ પ્રેમપ્રવાહિની ( ૧ લો ) ૦-૧૨-૦ (નથી)
૭ પૂ. શ્રી લાધાજી સ્વામીનું જીવનચરિત્ર ૦-૧૨-૦
૮ વિદ્યાસાગર ભાગ ૩ (છપાશે)
૯ ઇશ્વરસ્તુતિ (અ. સુ. પરીયારકૃત) ૦-૧-૬
૧૦ મસ્તાની મસ્તી (નથી)
૧૧ મ્હારી વિતક વાર્તા (નથી)
૧૨ પવિત્ર પ્રમદાનું પરાક્રમ (કથા) ૦-૧૦-૦
,, ૧૩ શ્રી લઘુ કાવ્ય અનીસી (કાવ્યો) ૦-૮-૦
૧૪ અપવિત્ર વસ્ત્ર વિરુદ્ધ પવિત્ર ખાદી (ચિત્રો) (ભેટ)
૧૫ લાખા પટેલની લાકડી (બોધક વાર્તા) (ભેટ)
૧૬ શ્રી લઘુસદ્બોધ પુષ્પમાળા (ભેટ)
૧૭ ત્રિરત્ન (ભેટ)
, ૧૮ સામાયિક સૂત્ર (ભેટ)
,, ૧૯ બે હાથ જોડી (પ્રાર્થના) ૦-૪-
, ૨૦ સામાયિક-પ્રતિક્રમણ સૂત્ર ૦-૨-૦
૨૧ નવ રત્ન (ભેટ)
, ૨૨ પ્રેમ સાકરનું સૂત્રનું ભાષાંતર ૦-૧૦-૦

ભેટ આપવાનાં પુસ્તક દરેકને માટે ૧ આનો પોસ્ટેજ મોકલવું

મળવાનું ઠેકાણું —

**પૂજ્ય શ્રી લાધાજી સ્વામી પુસ્તકાલયના વ્યવસ્થાપક**
આડેના પગ, લીંબડી (કાઠિયાવાડ)

# ચરણકમળમાં

અનાદિ કાળથી કર્મના આવરણોમાં અટવાતા
મુજ રંકનો હાથ ઝાલી આત્મા અને કર્મ
શક્તિની ઓળખાણ કરાવી, કર્મચક્રમાંથી
મુક્ત થઇ મુક્તિના માર્ગને બતાવી જેણે
અનંત ઉપકાર કર્યો છે, તે ઉપકાર-
ના સ્મરણરૂપે હો અર્પણ
આ પુષ્પ પાંખડી,

**સ્વ૦ જૈનાચાર્ય શ્રીમદ્ પૂજ્યશ્રી**
**લાધાજી સ્વામીના ચરણાર**
**વિંદમાં વિનમ્ર ભાવે અર્પિત**

બાળ શિષ્ય મુનિ છોટાલાલજી

# આભારપત્રિકા

આ પુસ્તકમા અગાઉથી આર્થિક મદદ કરી ઉત્તેજન આપનારાઓના નામ.

૩ ૫૧) પરી દામોદરદાસ જેઠાભાઇના સ્વ પુત્રી બ્હેન ધનલક્ષ્મીના સ્મરણાર્થે (અમદાવાદ)

૨૫) શાહ પુનાભાઈ કરમશી હા શ્રી વેલજી ઉગાભાઈ (મુ આરોઇ કચ્છ–વાગડ)

૧૦) વકીલ લખધીર ડોસાભાઈ શાહ (ભચાઉ–કચ્છ વાગડ)

૧૦) શ્રી અવચળભાઈ મૂળજી શાહ (ધાણીથર–કચ્છ વાગડ)

૫) શ્રી કુંદરજી બાવાભાઇ દેસાઈ હા ડૉ મોહનલાલભાઈ (આયના)

# ક્ષમાપ્રાર્થના



પ્રસ્તુત પ્રશ્નવ્યાકરણ સૂત્રના ગુજરાતી અનુવાદની જાહેરાતના હેન્ડબીલમાં જાહેર કરવામાં આવ્યું હતું કે–"આ ગ્રંથને મુનિ પુણ્યવિજયની સુંદર પ્રસ્તાવનાથી સુશોભિત કરવામાં આવશે એટલે વાચકો આ પુસ્તકનું પાનું ઉઘાડતાં તે પ્રસ્તાવના જોવાની આશા જરૂરજ રાખતા હશે, પણ જ્યારે તેનું પાનું ઉઘાડતાં તે આશાને નિરાશામાં ફેરવાયલી જોશે ત્યારે જરૂર કેટલાક વાચકોને દુઃખ થશે એ હું બરાબર સમજું છું, અને તે બદલ પ્રારંભમાંજ હું તે ઉદાર અને સ્નેહી વાચક બંધુઓની સવિનય ક્ષમા પ્રાર્થું છું.

મુનિવર શ્રીયુત છોટાલાલજી સ્વામીનો અને મારો એકજ ધર્મપ્રયોજક ધર્મપિતા શ્રમણ ભગવાન્ મહાવીર પ્રભુના પુત્ર તરીકેનો અંગત સ્નેહસંબંધ વર્ષો થયાં નિખાલસપણે ચાલ્યો આવતો હતો તેને પરિણામે ગત ચાતુર્માસમાં એટલે કે વિક્રમ સંવત ૧૯૮૮ના ચાતુર્માસમાં તેઓશ્રીએ મને પ્રશ્નવ્યાકરણના અનુવાદ ઉપર વિસ્તૃત પ્રસ્તાવના લખવા અત્યંત આદર અને લાગણીભરી રીતે આગ્રહ કર્યો. જો કે હું સાચું કહું તો, મારી કાર્યસરણી ભિન્ન દિશામાં વહેતી હોવાથી પ્રસ્તુત પુસ્તકની પ્રસ્તાવના લખવા માટેની જે તૈયારી જોઈએ તે જરાય નહોતી અને તે માટેની રૂપરેખાય મારા મગજમાં નહોતી તેથી મેં તેઓશ્રીને તે માટે ના પાડી હતી તેમ છતાં તેઓશ્રીએ મારા સમક્ષ એવી દલીલ રજુ કરી કે—

"આપ આ પુસ્તક ઉપર પ્રસ્તાવના લખશો તો ઉભય સંપ્રદાયની સમજદાર જનતા ઉપર એવી અસર પડશે કે–પરસ્પરમાં અમુક અંશે ભિન્ન ભિન્ન માન્યતા ધરાવવા છતાં એકજ ધર્મપિતાના પુત્ર સમાન, ઉભય સંપ્રદાયના જૈન મુનિઓ સત્ય સિદ્ધાંતની બાબતમાં પરસ્પર સહકાર અને સમભાવ સાધી શકે છે, અને તેથી

એમ પણ થશે કે-પરમ્પરમા વિખૂટા પડતા ઉભય સપ્રદાયના સમજદાર જનસમૂહને એક બીજાની સમીપમા આવવાનો પ્રસગ મળતા પરસ્પરના વિરોધ વૈમનસ્ય આદિ દૂર થશે આથી મારી નમ્ર વિનતિ છે કે-આપ જરૂર આ ગ્રથ ઉપર પ્રસ્તાવના લખો' મુનિવર શ્રીયુત છોટાલાલજી સ્વામીની આ દલીલ મને ગળે ઉતરી અને મારી પ્રસ્તુત પુસ્તકની પ્રસ્તાવના લખવા માટેની કશીયે તૈયારી ન હોવા છતા અનિચ્છાએ પણ મે તેમનુ વચન માન્ય કર્યું પરતુ તેમ છતા કુદરતનુ નિર્માણજ એવુ હતુ કે-હુ પ્રસ્તુત ગ્રથની પ્રસ્તાવના લખવા માટે જે વિશાળ અવલોકન આદિ કરવુ જોઇયે તે મારી તબીઅતના કારણે કરી શક્યો નહિ અને જેમ જેમ અવલોકન કરવા લાગ્યો તેમ તેમ વધારે આધે પહોચવાની ઇચ્છા થઈ, એટલે મનમા એમ થયુ કે-જ્યાસુધી આ બાબતો માટે પૂર્ણ અવલોકન ન થઈ રહે ત્યાસુધી આ વિષયમા અત્યારે કશુજ ન લખવુ, અને જો ખાસ વિશિષ્ટ જણાતી બાબતોની ચર્ચા આ પ્રસ્તાવનામા છોડી દેવામા આવે તો તેવી અર્થ વગરની પ્રસ્તાવના લખવી એ કોઈરીતે શો ભારૂપ ન ગણાય

પ્રસ્તુત પુસ્તકને હુ ઇચ્છુ તે કરતા અતિ સત્વર પ્રકાશમા મૂકવાનુ હોવાથી હુ વાચકોને પ્રસ્તાવના પૂરી પાડી શક્યો નથી તે બદલ દરેક જિજ્ઞાસુ વાચકની ક્ષમા પ્રાર્થુ છુ તેમજ મુનિવર શ્રીયુત છોટાલાલજી સ્વામીની આતર ઇચ્છાને પૂર્ણ કરી શક્યો નથી તે બદલ તેઓશ્રીની અવિશેષ ક્ષમા પ્રાર્થુછુ અને હુ વિશ્વાસ રાખુ છુ કે-જો પ્રસ્તુત પુસ્તકની બીજી આવૃત્તિ નીકળવાનો સમય આવશે અને ત્યારે જો મારાથી બનશે તો વાચકોની સેવામા જરૂર હુ પ્રસ્તાવના રજુ કરીશ એટલુ ઇચ્છી વિરમુ છુ

૧૯૮૯ આશ્વિન કૃષ્ણ ૭ પાટણ. } મુનિ પુણ્યવિજય

---

# પ્રસ્તાવના

સુવર્ણ વસ્તુત શુદ્ધ અને નિર્મળજ હોય છે ભૂત ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળમા સુવર્ણ સુવર્ણરૂપે રહે છે કોઈ વખતે તે સુવર્ણના કણો જથામા જામે છે–કોઇ સુવર્ણકાર તેને જમાવે છે, ત્યારે તે સુવર્ણના અલકારો બને છે અને તે વખતે તેની મોઘી કિંમત અંકાય છે જ્યારે એ જથો વિખરાઈ જાય છે ત્યારે તે માટી સાથે મળી જાય છે અને તેના પર વધુ માટીના થર જામે છે ત્યારે તે સામાન્ય જનસમાજની દૃષ્ટિથી અદૃશ્ય બને છે કેટલાક વખતે સુવર્ણના રજકણો વધુ છૂટા પડી ગએલા હોય, તો સુવર્ણમિશ્રિત માટીને નહિ જાણનારાઓ એ માટીનો–માટીમા છૂપાએલ સુવર્ણનો હલકામા હલકા કાર્યમા પણ ઉપયોગ કરે છે

એજ રીતે આત્મા વસ્તુત શુદ્ધ–નિર્મળ–અજર–અમર હોવા છતા, ત્રણે કાળે શાશ્વત–સિદ્ધ સ્વરૂપી હોવા છતા, કર્મરૂપ માટીના આવરણોથી એવો વ્યાપ્ત થઈ ગયો છે કે એ અજરામર આત્માને पुनरपि जननं पुनरपि मरण–વારવાર જન્મ મરણના આવર્તનો કરવા પડે છે, સ્થૂળ દૃષ્ટિએ મનુષ્ય–દેવ–પશુ–પક્ષી અને નરકના અવતારો ધારણ કરી તે તે ગતિના સુખદુ ખના કર્તા–ભોક્તા તરીકે ગણાવુ પડે છે પોતાના સ્વરૂપને ભૂલી ગએલ આત્મા અજ્ઞાન-વડે કરીને સિંહ પોતાને માનેલ ઘેટાની માફક આ સ્થૂલ દેહમાજ હુંપદ માની નાનાવિધ કર્મો કરી વધુ ને વધુ કર્મરૂપ માટીના થરની નીચે દબાઈ જઈ આત્માનું આત્માપણુંજ વિસરી જાય છે, અને લાબા કાળની એ ભૂલને પરિણામે આત્મા–અનત શક્તિમાન આત્મા પોતાનાજ કરેલા કર્મની પાસે પોતે રાક–ગુલામ જેવો બની જઇને નાચ નાચે છે ક્ષણિક અને નાશવત સુખ–ખરી રીતે સુખા ભાસને જોઇને તે આનદથી નાચી ઉઠે છે, અને ક્ષણિક–નાશવંત

દુઃખ-દુઃખાભાસને જોઈને તે રડી પડે છે આવી રીતે રડવામાં અને હસવામાં કેટલાએ કાળ-યુગને વિતાવી નાખ્યા તેની કોઈ ગણનાજ નથી ! તે કર્મનો કર્તા અને ભોક્તા નિશ્ચયનયની અપેક્ષાએ આત્મા ભલે ન હોય, પરન્તુ વ્યવહારનયની અપેક્ષાએ તો આત્માજ કર્મનો કર્તા અને ભોક્તા છે, અને શ્રી વીતરાગ દેવ પણ કહે છે કે—"अप्पा कत्ता विकत्ता य, दुहाणय सुहाणय"–અર્થાત્ સુખ દુઃખનો કર્તા અને ભોક્તા આત્મા પોતેજ છે એ સિદ્ધાન્તને અનુલક્ષીને જૈન સિદ્ધાન્તકાર અને શ્રી ભગવદ્‌ગીતાકાર પણ આત્માને જ પોતે પોતાના મિત્ર અને શત્રુ તરીકે ઓળખાવે છે જેનામાં થોડે અંશે પણ બુદ્ધિની નિર્મળતા છે તેને તો એ વાત જરૂર સમજાય તેમ છે

સુખદુઃખનો કર્તા અને ભોક્તા આત્મા છે એ વાત સત્ય છે, સંપૂર્ણ સત્ય છે પણ તે અમુક અપેક્ષાએ જૈન ધર્મના સિદ્ધાન્તો એકાન્તવાદી નથી પણ અનેકાન્તવાદી છે અમુક અપેક્ષાએ कडाण कम्माण न मोक्ख अत्थि, અર્થાત્ કરેલાં કર્મો ભોગવ્યા સિવાય આત્માનો મોક્ષ નથી, એ વાત સત્ય છે પરન્તુ એથી દરેકે દરેક બાબતમાં એક સિદ્ધાન્ત તરીકે એકજ વાત ન માની બેસવી કે–કર્મનાં ફળ ભોગવ્યા સિવાય આત્માની મુક્તિ નજ સંભવે દરેક કર્મ કાંઈ એકજ પ્રકારના હોતા નથી કોઈ કર્મબંધન શિથિલ હોય છે, અને કોઈ કર્મબંધન નિબિડ-નિકાચિત હોય છે જે શિથિલ કર્મબંધનો હોય છે, તે તો જ્ઞાન, ધ્યાન તપશ્ચર્યા અંત:કરણપૂર્વકનો શુદ્ધ પશ્ચાત્તાપ શુદ્ધ અને પ્રબળ ભાવના વગેરે સાધનોદ્વારા વગર ભોગવ્યેજ દૂર થઈ શકે છે અને નિકાચિત કર્મબંધનો જોકે ભોગવ્યા સિવાય સર્વથા-સર્વાંશે છૂટા થઈ શકતા નથી, પરન્તુ સત્પુરુષાર્થ વડે, તે જો લાંબી મુદત ભોગવવાના હોય તો અલ્પ મુદતનાં અને બહુજ મહાદુઃખદાયક હોય તો તે અલ્પ દુઃખકારક કરી શકાય છે

જો દરેક દરેક કર્મના ફળ ભોગવવાજ પડતા હોય તો આત્માને માટે કોઈ પણ કાળે મુક્તિ સભવેજ નહિ, કારણકે જ્યાસુધી પાચ પ્રકારના શરીરમા આત્મા રહે અને પૂર્વકૃત (એટલે જે સમયે કર્મના ફળવિપાક ભોગવવો હોય તેની પહેલા કોઈ પણ સમયે કરેલા કર્મ, પછી તે પાંચ-પચીસ જન્માન્તર પહેલાં કર્યા હોય કે માત્ર પા કલાક પહેલા કર્યા હોય પણ ભોગવવાના-અનુભવવાના વખત પહેલા કોઈ પણ વખતે કરેલા કર્મ, તે પૂર્વકૃત) કર્મના ફળવિપાક જ્યારે જ્યારે ભોગવાતા હોય ત્યારે ત્યારે એજ સમયે નવા કર્મ-શુભાશુભ કર્મ બંધાતાજ હોય છે પરન્તુ નવા કર્મ જે વખતે બંધાતા હોય છે તે વખતે જો તે આત્માના મન-વચન અને કાયા ત્રણે એકાકાર થાય તોજ એ કર્મનો બંધ પડે છે પણ જો અન્યક્ત ભાવે-નિર્લેપ ભાવે-અનાસક્તિપણે જે કર્મો થતા હોય તો પછી એ કર્મોના પાકા બધ પડતા નથી, અને તેથી તેવા કર્મો વગરભોગવ્યે પણ દૂર કરી શકાય છે, એમ શ્રી વીતરાગ દેવ કહે છે

આ વાત વ્યવહારથી પણ સમજી શકાય તેવી છે ઇરાદા-પૂર્વક-દ્વેષપૂર્વક કોઇને અપાએલ મારી નાંખવાની ધમકી એ ગુન્હો ગણાય છે અને તે જો સાબીત થાય છે તો તેની શિક્ષા પણ ધમકી આપનારને ભોગવવી પડે છે અને થોડા પણ ઇરાદા વિના કે દ્વેર વિના અજાણપણે કદાચ કોઈને પ્રહાર થઈ ગયો હોય અને તે જો સાબીત કરી શકાય તો તે શિક્ષા ભોગવવો નથી જેમ વ્યવહારમા આ નિયમ છે તેવીજ રીતે કર્મબધન અને તેના ફળ ભોગવવાના સબધમાં પણ જ્ઞાનદષ્ટિએ સમજી શકાય તેમ છે અને એથી જ શ્રી વીરપ્રભુએ કહેલ છે કે "ક્રિયાએ બધ નથી પણ પરિણામે બધ છે' અને તે કથન સર્વાંશે સત્ય છે

કર્મના સબધમા જૈન સિદ્ધાન્તના અનેકાન્તવાદના આધારે એક વાત એ પણ વિચારવા જેવી જણાય છે કે, દરેક આત્માને પોતપોતાનાજ કરેલા શુભાશુભ કર્મના ફળ ભોગવવાના હોય છે—

અન્યના કરેલા શુભાશુભ કર્મના બધનો સાથે અને તેના ફળ ભોગવવા માટે એક બીજાને કાઈ સબધજ નથી આવા પ્રકારની માન્યતાને લીધે એક કહેવત થઇ ગઈ છે કે "જે કરે તે ભોગવે,' માતા-પિતા-પુત્ર-ભાઇ-બ્હેન-સ્ત્રી-પતિ વગેરેને એક બીજાને એક બીજાએ કરેલા કર્મનાં ફળ ભોગવવા પડતાજ નથી આ માન્યતાએ એકાન્ત રૂપ પકડેલ હોવાથી, પરસ્પરનો સ્નેહ સેવાભાવ અને એક બીજાના દુખમા હાર્દિક સહાનુભૂતિના ભાવનો લગભગ નાશ થઇ ગયો છે જો થોડે ઘણે અંશે માયાવી સ્વાર્થ હોય તો કાઈક પણ એક બીજાને સહાય કરે, અથવા લોકલજ્જાથી સહાય કરે, પણ તે પોતાને ખાસ અગવડ ન આવે ત્યા સુધી જ જ્યારે પોતાને ખાસ મુશ્કેલી ભોગવવાનો પ્રસગ ઉપસ્થિત થાય ત્યારે અપવાદ સિવાય સૌ કોઈ 'એના કર્યા એ ભોગવે, આપણે શુ કરીએ એમ કહી દૂર ખસી જાય છે! આના પરિણામે હૃદયની શુષ્કતા વધે છે અને મનુષ્યમાથી મનુષ્યત્વ નષ્ટ થતુ અને જણાય છે અમુક અપેક્ષાએ એકબીજાના શુભાશુભ કર્મના ફળ ભોગવવામા ઓછાવધતા અશે બીજાનો પણ ભાગ છે એ વાત કાઈક યોગ્ય જણાય છે જૈન સિદ્ધાન્તમા કોઇ પણ ભવમા મૂકી આવેલા અધિકરણ-કોઇ પણ જાતના સાધનો પ ચા રહેલા હોય તેનો ઉપયોગ કોણ કરે છે એ વાત સાધન મૂકી આવનાર મુદ્દલ જાણતો ન હોય, તેમજ અત્યારે તે સાધન-શસ્ત્રના ઉપયોગમા તેની અનુમોદનાએ ન હોય, છતા એ સાધનથી થતી ક્રિયાના કર્મની રાવધ-કર્મના ફળ વિપાકનો અમુક અશ સાધન મૂકી આવનારને આવે છે અને તેના સુખ દુખના ફળ પણ ભોગવવા પડે છે આ વાત તત્ત્વદષ્ટિએ વિચાર કરતા સત્યજ જણાય છે શાસ્ત્ર પ્રત્યે શ્રદ્ધાળુ તો આ વાત જરૂર માને જ અને માનવાયોગ્ય પણ છે જ્યારે કર્મની રાવધ આવવાની વાત મનાય છે તો પછી પોતના કર્યા જ કર્મો પોતાને ભોગવવા પડે છે બીજાને લેવા દેવા નથી, એવો એકાન્ત સિદ્ધાન્ત

શા આધારે જનસમાજ માની બેઠેલ છે, તે આ લખનારથી સમ જાતું નથી

એ વાત તો સહુ કોઇ કબૂલ કરે છે કે-કરેલા શુભાશુભ કર્મના ફળ કોઇ પણ કાળે ભોગવવા તો પડે છેજ, અને તે પણ જ્યાસુધી આત્મા પોતપોતાના સ્વરૂપને જાણે નહિ-વિભાવમાથી નીકળી સ્વભાવમાં ન આવે ત્યાસુધી તે સદુદ્યમ કરી શકે નહિ એ કર્મના આવરણોને દૂર કરવાને પોતે પોતાની શક્તિનો ઉપયોગ ન કરતા મનને અધીન વર્તે ત્યાસુધી તો તે આત્માને પોતે કર્મથી નિર્લેપ હોવા છતા કર્મબધનથી બધાતને જન્મ જરા મરણના અને જન્મ જન્માતરોના ફળવિપાક ભોગવવા પડવાનાજ, કારણકે બધન અને મુક્તિનું કારણ મન છે એ મન જીતાઇ જાય, મન આત્માને અધીન બની જાય, મન મરી જાય, એટલે એજ ઘડીએ આત્માની દેહાધ્યાસાદિની સઘળી ભ્રમણા ટળી જાય અને સ્વસ્વરૂપમા સ્થિત થઇ, અરણીક મુનિ કે ગજસુકુમાર મુનિની પેઠે અ પ સમયમાં કેવલજ્ઞાન અને કેવલદર્શનને પ્રાપ્ત કરી કેનાય અંતકૃત કેવળી થઇને પરમ પદે સ્થિત થાય એટલા માટેજ શ્રીવીતરાગ દેવે કહ્યું છે કે-એગે જીયે જીયા પચ અર્થાત્ એક મનને જીત્યુ એટલે પાચે ઇંદ્રિયો જીતાઇ ગઇ, અને પાચ ઇંદ્રિયોના વિષયો જીતાયા એટલે સર્વ કાઇ જીતાઇ ગયુ શ્રીમાન્ આનદઘનજી મહારાજે શ્રી કુંથુનાથજીના સ્તવનમા કહ્યું છે કે "મન જીત્યું તેણે સઘળુંરે જીત્યુ, એહ વાત નહિ ખોટી ' આ કથન સંપૂર્ણ સત્ય છે

મનને જીતવા માટે અને કર્મના આવરણો દૂર કરવા માટે કર્મના સ્વરૂપને જાણવુ જોઇએ, કારણકે જે વસ્તુસ્થિતિ હાનિ કારક હોય, જે પ્રવૃત્તિથી કોઈ પણ જાતનું નુકસાન થતું હોય, તે વસ્તુ અથવા પ્રવૃત્તિના યથાર્થ સ્વરૂપને જાણવુ જોઇએ તેના

યથાર્થ સ્વરૂપને જાણ્યા સિવાય તેનો ભય ન થાય અને ભય થયા સિવાય તેનો ત્યાગ પણ થઈ શકે નહિ અફીણ કે સોમલ વગેરેની ઓળખાણ ન થઇ હોય, તેના પરિણામને જાણ્યું ન હોય તો અજાણપણે પણ તેનો ઉપયોગ થવાનો સંભવ રહે છે, અને એ સ્વરૂપને જાણનારાઓ મરણભયથી અને ઉગરવાની આશાથી, ઝેરથી દૂર નાસે છે એવીજ રીતે કર્મના સ્વરૂપને જાણવાની અત્યંત આવશ્યકતા છે એ આવશ્યકતા પૂર્ણ કરવા માટેજ શ્રી વીર પ્રભુએ શ્રીપ્રશ્નવ્યાકરણ સુત્રમા કર્મબંધનો કેવી રીતે નિવિડ અને શિથિલ બધાય છે આત્મા કઇ રીતે કર્મના આવરણોથી વધુ ને વધુ આવરાય છે, અને એ આવરણો કઇ રીતે દૂર કરી શકાય છે, વગેરે વિસ્તારપૂર્વક કહ્યું છે કર્મના પ્રવાહને આવવાના જ્ઞાનની જેટલે અંશે જરૂર છે તેટલેજ અંશે તે પ્રવાહને રોકવાના જ્ઞાનની પણ જરૂર છે એ જ્ઞાન પણ શ્રી પ્રશ્નવ્યાકરણ સૂત્રમા શ્રી વીરપ્રભુએ બહુ ઝીણવટથી સમજાવેલુ છે સૂત્રની મૂળ ભાષા અર્ધમાગધી હોવાથી એના અભ્યાસીઓ બહુ થોડા હોય છે એટલે તેનો લાભ સામાન્ય જન સમાજ લઈ શકતો નથી તેથી યથાશક્તિ આ અનુવાદનો પ્રયત્ન કર્યો છે તે કેટલે અંશે સફળ થયો છે તે તો વિદ્વાન વાચકો કહી શકે

એક વિશેષ વાત સૂત્રમા સ્થળે સ્થળે મુનિને માટે મદ્યમાસાદિના ત્યાગની સુચના આવે છે આ ઉપરથી સામાન્ય રીતે લોકો કદાચ માની લે કે એ કાળે જૈન મુનિઓમા એ પ્રવૃત્તિ ભજવાને જોઇએ હશે અને તેથી તેનો ત્યાગ કરવા કહ્યુ હશે આવી માન્યતા ભૂલભરેલી છે તે કાળે અનેક પંથોના ત્યાગીઓ સાધુ અને શ્રમણ તરીકે મનાતા અને તેઓમાંના કેટલાકોમા એ પ્રવૃત્તિ જોઇને જૈન સાધુને તેઓથી જુદા પાડવા અને ઓળખાવવા માટે એ સૂચન તેમાં સમાવેલુ હોય એવો મારો અભિપ્રાય છે છતા મને લાગે છે કે આ વિષય ઉપર વિશેષ પ્રકાશ અને સ્પષ્ટતા સાથે તેમજ ઇતિહાસદૃષ્ટિથી લખાએલો એકાદ વિસ્તૃત નિબંધ વર્તમાન જૈન સાહિત્યમા હોવો જોઇએ છે

પ્રસ્તુત પુસ્તકમા, હિંસા–જૂઠ–ચોરી–અબ્રહ્મચર્ય–પરિગ્રહ એ પાચ પ્રકારના આસ્રવ કર્મનું આવવુ, એ વિષેનો અધિકાર પ્રથમ ખડ મા છે અને અહિંસા–સત્ય–અસ્તેય–બ્રહ્મચર્ય–અપરિગ્રહ એ પાચ સંવરનો અધિકાર બીજા ખડમા છે એ વર્ણનની મહત્ત–ખુદ તીર્થંકર દેવની વાણીની મહત્તા હું પામર શુ કથી શકુ ? વાચકોએ વિચારપૂર્વક આ સૂત્રનુ મનનપૂર્વક વાચન કરવુ, અને જો કોઈ પણ વાગના દુરાગ્રહમા પોતાની બુદ્ધિને ગોંધી રાખ્યા વિના તટસ્થતાથી એકથી વધુ વાર આ શાસ્ત્રનું વાચન કરવામા આવશે તો હું વિશ્વાસ પૂર્વક કહી શકુ કે વાચનારને પોતાના માનવજીવનની ઉપયોગિતા અને આત્મકલ્યાણની સાચી સાધના જરૂર જડી આવશે. વૈદ્ય તો દર્દની ચિકિત્સા કરી દવા આપી શકે, પછી દવા ખાવી અને ટકી પાળવી અને આરોગ્ય પ્રાપ્ત કરવુ કે કેમ તે તો દર્દીની મરજીની વાત છે એજ રીતે જન્મ જરા મ ણુ–ભવરોગ મટાડવા માટેની અમૂલ્ય ઔષધિ શ્રી વીર પ્રભુએ આપણને આપી છે તેનો ઉપયોગ કેવો કરવો એ તો માનવની વૃત્તિ ઉપરજ આધાર રાખે છે ને !

મ્હારી શારીરિક અસ્વસ્થ પ્રકૃતિ અને બીજી કેટલીક પ્રવૃત્તિને લીધે તેમજ એક અશુદ્ધ પ્રતિ ઉપરથી કરાયલુ પ્રથમ વારનું ભાષાન્તર બીનઉપયોગી થવાથી આખુયે ભાષાન્તર ફરી વાર લખવુ પડેલું હોવાથી પુસ્તકપ્રસિદ્ધિમા ધારવા કરતા ઘણી વધરે ઢીલ થઈ છે તેને માટે ઉદારચરિતો પાસે ક્ષમા યાચુ છુ મ્હારા હમેશના સહાયક સેવાપ્રેમી મુનિવર્ય શ્રી લક્ષ્મીચદ્રજી મુનિની જો મને સપૂર્ણ સહાય ન હોત તો હું જે કાઈ આવી સાહિત્ય પ્રવૃત્તિ કરી શકુ છુ તે કદિ પણ ન જ બ ત એ એમની સહાય મારા પર ઉપકારકજ છે વળી આ પુસ્તક જે કાંઇ સુવાચ્ય બન્યું છે તે શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહના અથાગ શ્રમને આભારી છે, એ પણ નો પણ અત્ર સ્વીકાર કરવો જોઇએ

આ સૂત્રનો અનુવાદ કરવામાં બે છાપેલી પ્રતો અને બે હસ્તલિખિત પ્રતોનો ઉપયોગ કર્યો છે, તેમજ શબ્દાર્થને સ્પષ્ટતાથી સમજાવવા માટે શતાવધાની પંડિતરત્ન શ્રી રત્નચંદ્રજી સ્વામી કૃત અર્ધમાગધી શબ્દકોષની મોટી સહાય મળી છે

આ પુસ્તકની પ્રસ્તાવના લખવાનું વિદ્વાન મુનિરત્નશ્રી પુણ્યવિજયજી (પ્રવર્તક શ્રી કાન્તિવિજયજીના શિષ્ય શ્રીમાન્ ચતુરવિજયજી મહારાજના શિષ્ય) એ સ્વીકાર્યું હતું પરંતુ અનુવાદ ફરીથી કરવો પડ્યો તેની પાછળ બહુ સમય ગયો અને પુસ્તક ઉતાવળે પ્રસિદ્ધ કરવાનું હતું તેથી છાપેલો ભાગ વાંચી જવાનો પણ પૂરતો અવકાશ રહેવા પામ્યો નહિ, એટલે તે પ્રસ્તાવના લખી શક્યા નહિ તેમની પ્રસ્તાવનાથી ભગવાનની આ વાણી ઉપર કોઇ અનેરો પ્રકાશ પડત, પરન્તુ ઉપર જણાવેલા કારણથી તે બની શક્યું નથી

છેવટે આ પુસ્તકના—આ અનુવાદના વાચન-મનનથી કોઇ પણ જીવાત્મા કર્મના બંધનોથી બંધાતા અટકે, આત્મજાગૃતિ અનુભવે જગતના માયાવી પદાર્થોમાં મુંઝાઇ રહી જે અનેક નહાના મોટા નાળીઓ માથે વેર બાંધે છે અને જેના કટુ ફળો અનેક જન્માંતરોમાં ભોગવવા પડે છે તે વૈરબંધન કરતા અટકે, વિભાવદશાથી નીકળી સ્વભાવમાં આવે પોતાને પોતે ઓળખે જગતના પ્રાણી માત્રની નિષ્કામ ભાવે સેવા કરવાની વૃત્તિ જાગૃત થાય અને જગતના સુખદુઃખોને સમભાવે સહી લેવાની વૃત્તિ કેળવાય પરદોષગ્રાહક દૃષ્ટિ દૂર થાય, અને નાના પ્રકારના કર્મના ઉદયથી જેઓ પાપકર્મો કરતા હોય તેની પ્રત્યે દ્વેષ કે અભાવ ઉત્પન્ન થવાને બદલે તેની પ્રત્યે સમભાવ જાગૃત થાય, એટલું જ નહિ પણ મિથ્યા લોકાપવાદના ભયને ત્યજી જગતથી ત્યજાએલાના સિદ્ધ સ્વરૂપી આત્મા સામે જોઇ તેની શુદ્ધ ભાવે સેવા કરવાની વૃત્તિ

ઉત્પન્ન થાય, આતુ આ માહેનું થોડુ પણ જો કાઇ બની શકે તો મારો આ ટુક પ્રયત્ન સફળ થયો ગણી હું કૃતકૃત્યતા અનુભવીશ

सुखिन संतु सर्वत्र सेन्त सन्तु निरामया
सर्वे भद्राणि पश्यतु मा कश्चिद् दुःखमाप्नुयात्

| | |
|---|---|
| અમદાવાદ<br>આસો સુદિ ૧૫<br>વીર સંવત ૨૪૫૮<br>વિક્રમ સંવત ૧૯૮૯ | લિ<br>જૈન મુનિ છોટાલાલજી |



# અનુક્રમણિકા





ॐ શ્રી

પૂજ્ય શ્રી લાધાજી સ્વામી સદ્ગુરવે નમ

# શ્રી પ્રશ્નવ્યાકરણ સૂત્ર

## પ્રસ્તાવના

શ્રી શ્રમણ ભગવત મહાવીર સ્વામીના પાચમા ગણધર શ્રી સુધર્મા સ્વામી પોતાના વડા શિષ્ય શ્રી જબૂ સ્વામીને કહે છે કે, હે જબૂ ! હવે હુ "શ્રી પ્રશ્નવ્યાકરણ સૂત્ર" સભળાવુ છુ જીવરૂપ તળાવમા કર્મરૂપ પાણી આવવાનો આસ્રવરૂપ માર્ગ અને તે આસ્રવને બધ કરનાર સવરરૂપ જે પ્રતિબધ અથવા દિવાલ છે તે આ સૂત્રમા કહેલ છે આ તત્ત્વનો–સત્યાસત્યનો નિર્ણય કરવા માટે હું આ શાસ્ત્ર સભળાવુ છુ આવુ આ શાસ્ત્ર શ્રી તીર્થંકરદેવે પોતાના અપૂર્વ જ્ઞાનથી જાણીને કથેલ છે

**કર્મ આવવાના પાચ દ્વાર.**

શ્રી જિનેશ્વર દેવે કર્મ આવવાના દ્વાર રૂપ આસવના પાચ ભેદ કહેલ છે એ પાચ પ્રકારના આસ્રવ સસારી જીવની માફક (સસારની માફક) આદિરહિત છે, પરન્તુ અનેક પ્રકારના જીવોમાના કોઇ જીવ ની અપેક્ષાએ તેનો અત પણ છે તે પાચે આસવના નામ આ પ્રમાણે (૧) હિસા આસ્રવ-અર્થાત્ એકેન્દ્રિયથી પચેદ્રિય પર્યન્તના જીવોનો ઘાત કરવો (૨) મૃષા આસ્રવ-અર્થાત્ અસત્ય બોલે તે (૩) અદત્ત આસ્રવ અર્થાત્ રજા વિના કે માલેક આપ્યા વિના કોઇ પણ વસ્તુ ગ્રહણ કરે તે (૪) અબ્રહ્મ આસ્રવ અર્થાત્ મૈથુનસેવન કરે તે (૫) પરિગ્રહ આસ્રવ અર્થાત્ દ્રવ્યાદિ વસ્તુનો સગ્રહ અને તે પર મમત્વ કરે તે

આ પાચ આસ્રવના પચ અધ્યયન કહેલા છે

---

# આસ્રવ દ્વાર

## અધ્યયન ૧ લુ

### હિંસાકર્મ

પ્રથમ અધ્યયનના પાચ દ્વાર કહેવા છે, તે પાચ દ્વાર આ પ્રમાણે —(૧) પ્રથમ દ્વારમા હિંસાનુ શુ સ્વરૂપ છે તે કહેલ છે, (૨) બીજા દ્વારમા હિંસાના નામ કહેલ છે, (૩) ત્રીજા દ્વારમા જે જે કારણો ૧હિંસા થાય છે તે કારણો કહેલ છે, (૪) ચોથા દ્વારમા હિંસાથી જે પરિણામ આવે છે તે હિંસાના ફળો સમજાવેલ છે, અને (૫) પાચમા દ્વારમા જે પાપી જનો પ્રાણવધ કરે છે તેઓનુ સ્વરૂપ સમજાવેલ છે એ પાચ પ્રકારના દ્વારવાળા આ અધ્યયનમા આસ્રવનુ સ્વરૂપ કહુ છુ તે સાભળો (એમ શ્રી સુધર્મા સ્વામી શ્રી જબૂ સ્વામી પ્રત્યે કહે છે)

**હિંસાનુ સ્વરૂપ**

શ્રી જિનેશ્વરદેવે એ પ્રાણવધને હમેશા પાપકારી અર્થાત્ પાપપ્રકૃતિનું બધન કરવાવાળો, ચડ ક્રોધના કારણરૂપ, રૌદ્ર-ભયકર, ક્ષુદ્ર-દ્રોહનો કરનાર, સાહસિક, વગર વિચાર્યે કરેલો, અનાર્ય-મ્લેચ્છાદિકોએ પ્રવર્તાવેલો, નિર્ઘૃણ-પાપની દુગછા વિનાનો, નૃશસ-ક્રૂર અથવા સૂગ રહિત, મહા ભયકારી, પ્રતિભય-બીજાઓને ભય ઉપજાવણ હાર, અતિભય-મારણાતિક ભયનો કરનાર, ભયાનક-પ્રાણી-

માનને ભયના સ્થાનરૂપ, નાસના સ્થાનરૂપ, અન્યાયકારી, ઉદ્વેગકારી, પરલોકાદિની અપેક્ષારહિત, શ્રુત-ચારિત્રાદિ ધર્મથી રહિત, પીપાસા-સ્નેહથી રહિત, દયારહિત, છેવટે નરકમા લઇ જવાવાળો, મોહ તથા મહાભયનો કરણહાર, અને આણુત્વ ગરૂપ દીનપણાને ઉપજાવનાર એવો કહ્યો છે

### હિંસાના નામ

હવે હિંસાના ગુણનિષ્પન એવા ૩૦ નામ કહે છે (૧) પ્રાણવધ, એકેન્દ્રિયના ચાર પ્રાણથી માંડી પચેન્દ્રિયના દસ પ્રાણસુધીના પ્રાણનો નાશ કરવો તે, (૨) શરીરથી જીવનું ઉન્મૂલન કરવુ તે, અર્થાત જેમ વૃક્ષને જમીનમાથી ઉખેડી કાઢવામા આવે છે, તેવી રીતે શરીરમાથી જીવને કાઢી નાખવો તે, (૩) વિશ્વાસના હેતુ માટે અવિસભ, (૪) હિંસ-વિહિંસા અર્થાત્ જીવનો વિશેષે કરીને ઘાત, (૫) અકરણીય-નહિ કરવા યોગ્ય કરવુ તે, (૬) ઘાત કરવો તે, (૭) મારવુ તે, (૮) વધ કરવો તે, (૯) પ્રાણીઓને ઉપદ્રવ કરવો-તેમને પજવવા તે, (૧૦) મન, વચન, અને કાયાથી તેનજ દેહ, આયુષ્ય અને ઇન્દ્રિય એ ત્રણથી રહિત કરવુ, (૧૧) આરભ-સમારભ કરવો, (૧૨) આયુષ્ય કર્મને ઉપદ્રવ કરવો, આયુષ્ય કર્મના ભેદ કરવા, આયુષ્યને ગાળવુ, આયુષ્યને સવત કરવુ (સંકોચાવવુ, ટુંકુ કરવુ, શરીરમાથી જીવના પ્રદેશને સકોચાવવા), (૧૩) મૃત્યુ કરવુ, (૧૪) અસયમ કરવો, (૧૫) જીવની સેનાનુ મર્દન કરવુ, (૧૬) શ્વાસથી જીવનો અત કરવો, (૧૭) પરભવમા ગમન કરાવવું, આ ભવ છડાવવો,

(૧૮) દુર્ગતિમા પાડવુ, (૧૯) પાપપ્રકૃતિનો વિસ્તાર કરાવવો, (૨૦) પાપકાર્યમા આસક્ત થવુ, (૨૧) શરીર છેદન, (૨૨) જીવિતવ્યનો અંત કરગે, (૨૩) ભય કરગે, (૨૪) ઋણ (ભવરૂપ દેવુ) વધારવુ, (૨૫) વજ્ર સમા ા વજન-યુક્ત, (૨૬) પરિતાપ-દુ ખરૂપ આસ્રવ, (૨૭) પ્રાણીના પ્રાણ કાઢવા, (૨૮) જીવથી રહિત કરવુ, (૨૯) પ્રાણનુ લોપન કરવુ, (૩૦) પ્રાણીઓના ઉત્તમ ગુણની વિરાધન-ખડના કરવી, ચારિત્રાદિ ગુણની વિરાધના કરવી

એ રીતે સમુચ્ચયે ત્રીસ નામ પ્રાણવધ (હિંસા)ના કહેલા છે, અને તે ત્રીસે પ્રાણવધ રૂપ કર્મ કડવા ફળ દેનાર છે

## વિશિષ્ટ હિંસા.

હવે કેટલાક પાપીઓ ઉપર કહ્યા સિવાયની બીજી રીતે પણ હિંસા કરે છે, તે કહે છે અસયતિ, અવિરતિ, અનુપશાન્ત પરિણામવાળા અને મન, વચન, કાયાના દુષ્ટ યોગને ધારણ કરનાર પ્રાણવધ કરે છે એ પ્રાણવધ ભયકર, બહુવિધ-અનેક પ્રકારનો છે તે હિંસા કરનારાઓ અન્ય જીવોને દુ ખ ઉપજાવવામા તત્પર રહે છે અને તેઓ નીચે જણાવેલ ત્રસ-સ્થાવર જીવોની ઉપર દ્વેષ રાખવાની બુદ્ધિ-વાળા હોય છે

જળચર —(પાઠીન) મત્સ્ય, (તિંતિ) મોટા મત્સ્ય, તિમિગલ જાતિના વગેરે અનેક પ્રકારના મત્સ્ય, વિવિધ પ્રકારના દેડકાઓ, પ્રકારના કાચબા, નક્ર તથા મગર એ બે

પ્રકારના ગ્રાહ, દિલિ, વેઢક, મડુક, સીમાકાર, પુલક એ પાંચ પ્રકારના ગ્રાહ, સુસુમાર એ વિગેરે અનેક જાતના જળચર

સ્થળચર —મૃગ, રૂરૂ જાતિનો મૃગ, અષ્ટાપદ, ચમરી ગાય, સાબર, ગાડર, સસલા, વનચર પ્રાણી, ગોધા, રોહિત, ઘોડા, હાથી, ઉંટ, ગધેડા, વાંદરા, રોઝ, નહાર, શિયાળ, નાના ભુંડ, બિલાડા, મોટા સુઅર, શ્રીકદલક, આવર્ત, લોમડી, એ ખરીવાળા પશુ, એક જાતિના હરણ, પાડા, વાઘ, બકરા, ચિત્રા, એક ખુરી વિશેષ જીવ, કુતરા, તરસ, રીંછ, શાર્દૂલ સિંહ, કેસરી સિંહ, ચિલ્લાર, વગેરે ચતુષ્પાદ જાનવરો

ઉરપર —અજગર, ફેણ વિનાનો સર્પ, દષ્ટિવિષ સર્પ, મકુલીક સર્પ, ફેણ ન માંડે તેવા સર્પ, કાકોદર, દર્ભકર, ફણધર, અસાલીયો સર્પ, મહોરગ, ઈત્યાદિ અનેક પ્રકારના ઉરપર

ભુજપર —ઠીરલ, સરગ, સેહ, સેલુગ, ઉંદર, નોળીયો, કાચીંડો, કાંટાવાળો શેળો, મુખ સરખો જીવ, ખીસકોલી, ચાતુપદ, ગરોળી, એ સર્વનો સમૂહ ભુજપર છે

ખેચર —હંસ, બગલા, બતક, સારસ, આડા પખી, સેતીકાપખી, કુલ લ, વજુલ, પારાપત, કીવ, પીપી શબ્દ બોલનાર, શ્વેત હંસ, પગ અને મ્હો કાળા હોય તેવા હંસ, ભાસ, કુલીકોસ, ક્રોંચ, દગર્તુડ, ઢેલ, સુઘરી, કપીલ, પીંગ ભાક્ષક, કારંડવ, ચક્રવાક, ઉક્કોસ, ગરૂડ, પંગુલ, પોપટ, પીંછાવાળો મોર, કાબરી, નદીમુખ, નંદમાણુકર, કોરંગ,

ભીંગારક, કોણાલગ, જીવંજીવક, તેતર, વર્તકા, લાવો, કપીંજલ, હોલા, કાગ, પારેવા, ચીડી, ઢક, કુકડા, મેસર, નાચનારા મોર, ચકોર, હયપુંડરીક, કરકરક, સીંચાણા, કાગડા, વિહંગ, ભેણાસી, ચાસ, વડવાગોળ, ચામાચીડીયા, વિતતપખી, એ વગેરે ખેચર પક્ષીના ભેદો

ઉપર કહ્યા તે જળચર, સ્થળચર, ખેચર, અને પચેન્દ્રિય પશુના સમૂહને હણે, બેઇન્દ્રિય, ત્રીઇન્દ્રિય, અને ચૌરેન્દ્રિય જીવોને હણે, વિવિધ પ્રકારના જીવોને હણે કે જેમને પોતાનું જીવિત વહાલુ છે અને મરણના દુખથી ત્રાસે છે એ બિચારા રાક જીવોને ક્રૂર કર્મ કરનારાઓ હણે છે

**હિંસાના કારણો.**

તેઓ એ પ્રાણીઓને જે જે કારણે કરીને હણે છે, તે કારણો નીચે મુજબ છે—ચામડા, ચરબી, માસ, મેદ, લોહી, જમણા પાસાની ગાંઠ, ફેફસા, મગજ, હૃદયનુ માસ, આતરડા, પિત્ત, ફોફસ (શરીરની અંદરનું અવયવ), દાત, હાડકા, હાડકાની અંદરની મજ્જા, નખ, આખ, કાન, નસો, નાક, નાડી, શીંગડા, દાઢ, પાખ, વિષ, હાથીદાત, અને વાળને માટે પચેન્દ્રિય જીવને હણે છે

ભ્રમર, મધુકર વગેરે ચૌરિંદ્રિય જીવના સમૂહના મધુરા રસમા ગૃદ્ધ થએલાઓ ચૌરિંદ્રિય જીવોને હણે છે તેવીજ રીતે શરીરના [illegible] ને અર્થે, ઉધને અર્થે રાક ત્રીઇંદ્રિય જીવો [illegible] ત્યાદિ)ને હણે છે વસ્ત્રને

અર્થે (રેશમ ઇત્યાદિ) કીડા વગેરેને, ઘગ્ને અર્થે બેઇંદ્રિય જીવો સાથેની માટીને, તેમજ વિભૂષણને અર્થે (મોતી-સીપ વગેરે) બેઇંદ્રિય જીવોને, એ રીતે અનેક કારણોને માટે અજ્ઞાની જીવો બેઇંદ્રિયાદિ ત્રસ જીવોને હણે છે

એ સિવાય એકેંદ્રિયને આશ્રયે રહેલા ત્રસ જીવોને તથા ત્રસ જીવોને આશ્રયે રહેલા એકેન્દ્રિય જીવોને પણ તેઓ અનેક કારણોને લીધે હણે છે તે બિચારા એકેન્દ્રિય જીવો રક્ષણરહિત છે, શરણરહિત છે, અનાથ છે, બાધવાદિરહિત છે, કર્મરૂપી સાંકળથી બંધાયલા છે, અકુશળ પરિણામવાળા છે, મંદબુદ્ધિ લોકો જેમને જાણતા નથી એવા છે એ જીવો પૃથ્વીકાયના જીવો છે તથા પૃથ્વીકાયને આશ્રયે રહેલા (અળશિયા વગેરે) જીવો છે, પાણીના જીવો છે તથા પાણીને આશ્રયે રહેલા (પોરા વગેરે) જીવો છે, અગ્નિના જીવો છે, વાયુના જીવો છે, તૃણ-વનસ્પતિના જીવો છે તથા તેને આશ્રયે રહેલા જીવો છે તે જીવો એકેન્દ્રિયપણે ઉત્પન્ન થાય છે અને તેમનો આહાર પણ એકેન્દ્રિયનો છે એવા ત્રસને તેઓ હણે છે ત્રસ જીવો એકેંદ્રિયાદિનો જે આહાર કરે છે તેના સરખા વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, શરીર, રૂપ અને સ્વભાવ પરિણમે છે તે આંખે દેખાય નહિ તેવા તથા આંખે દેખાય તેવા ત્રસકાયના અસંખ્યાત જીવો છે તેમજ સ્થાવર, સૂક્ષ્મ, બાદર, પ્રત્યેક, સાધારણ અને અનંત કાયાદિક જીવોને તેઓ હણે છે આ સ્થાવર જીવો વિવેકરહિત, સુખદુઃખના જાણવાવાળા છે આ પ્રકારના ત્રસ અને સ્થાવર જીવોને તે લોકો હણે છે

હિંસાના વિશિષ્ટ કારણ.

હવે જે જે કારણે કરીને હિંસા થાય છે, તે તે કારણો કહે છે એટલી, કમળસહિત ચોમુખી વાવ, કમળસહિત ગોળ વાવ, ક્યારા, કૂવા, વણખોદેલુ તળાવ, ખોદેલુ તળાવ, માટીખાણ, વેદિકા, નગરની ખાઈ, વાડી, ક્રીડાના સ્થાન, મરણ પામેલાના પગલા, ગઢ, બારણા, ગઢની પોળ, ગઢના કોઠા, ગઢ અને નગર વચ્ચેનો માર્ગ, પુલ, માર્ગ તથા પગથીયા, મહેલો, તેના ભાગો, ભવન, ગૃહ, ઘાસના કુબા, પર્વત ઉપરના ગૃહ, હાટ, પ્રતિમાનુ સ્થાનક, શિખરબધ દેવમદિર, ચિત્રસભા, પરબ, દેવના સ્થાનક, તાપસાદિકના સ્થાનક, ભોયરા અને માડવા, તેમજ ધાતુના વાસણ, માટીના વાસણ, (ઘડી ખાડણીયો વિગેરે) ઘરના ગચરચીલા, એ વગેરે અનેક પ્રકારના કારણે મદબુદ્ધિવાળાઓ પૃથ્વી કાયની હિંસા કરે છે

સ્નાન, પાન, ભોજન, વસ્ત્ર ધોવા, શૌચ આદિને કારણે મદ બુદ્ધિવાળાઓ અપકાયની હિંસા કરે છે

રાધવુ, રધાવવુ, અગ્નિ સળગાવવો, દીવા વગેરે કરવા, ઈત્યાદિ કરણે અગ્નિકાયની હિંસા કરે છે

સૂપડે ઝાટકવુ, વીંઝણો વીંઝવો, બેપડો વીંઝણો વીંઝવો, મોરપીચ્છ ફેરવવો, મુખે ઉચ્ચાર કરવો, તાળોટા વગાડવા, રાગપત્ર ફુક વવુ, વસ્ત્ર આદિથી વાયુ ઢોળવો ઈત્યાદિથી વાયુકાયની હિંસા કરે છે

ઘર, હથીયારઅભિધાનાદિ, અન્ન, શય્યા, આસન

(બાજઠ આદિ), પાટીયું, સાલેડું, ખાડણીઓ, વીણા આદિ વાદિત્ર, પટહ (ઢોલ આદિ), આતોદ્ય (વાદિત્રનો પ્રકાર), વહાણ વાહન, મંડપ, નાના પ્રકારના ભવન, તોરણ, કાષ્ટ-પાષાણના શિખરબંધ દહેરા, જાળી, અર્ધ ચંદ્રાકાર પગથીયા, ઘરના બારસાખ, પ્રાસાદ ઉપર ની ચંદ્રશાળા, વેદિકા, નીસરણી, હોડી, નગારી, ખુંટા, ગમાણના ખુંટા, પરબ-પાણીયારું, આશ્રમ, સુગંધદાયક પદાર્થ(કપુરાદિ), પુષ્પમાળા, અંગવિલેપનના પદાર્થો, વસ્ત્રો, ધુસરૂં, હળ, યાન, મોટા રથ, પાલખી, નાના રથ, ગાડા, યાન, સ્યંદન નાનો રથ, ગઢના કોઠા, ગઢના અંદરનો માર્ગ, બારણા, પોળ, આગળો, રહેંટ, શૂળી, લાકડી, મુસુંઢિ (એક પ્રકારનું હથીયાર), સો જણને મારે તેવા હથીયાર, તે ઉપરાંત હથીયાર અને ઘરવાખરા ઈત્યાદિ ઘણા કારણોને માટે ઉપર જણાવ્યા તે તથા બીજા સત્ત્વવાળા તથા સત્ત્વ વિનાના વૃક્ષોના સમૂહ ઈત્યાદિ વનસ્પતિકાયની હિંસા અતિમૂઢ અને દારૂણ મતિવાળાઓ ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, રતિ, અરતિ, શોકવડે, વેદ (સ્ત્રી, પુરૂષ અને નપુંસક)ને માટે, જીવિતને અર્થે, કામભોગને અર્થે, ધનને અર્થે અને ધર્મ નિમિત્તે કરે છે

વળી તેઓ સ્વવશ રહેવાને, પરવશ રહેવાને, પોતાને અર્થે, પરને અર્થે, ત્રસ પ્રાણી અને સ્થાવર એકેંદ્રિયાદિકને હણે છે તે મંદ બુદ્ધિવાળાઓ સ્વવશપણે તેમ પરવશપણે અને સ્વવશ તથા પરવશ બેઉ પ્રકારે હિંસા કરે છે તેઓ પોતાને અર્થે, પરને અર્થે અને પોતાને તથા ...ને બેઉને અર્થે હિંસા કરે છે તેઓ હાસ્યપૂર્વક, વૈ

પૂર્વક અને રતિ ઉપજાવવા અર્થે, તેમજ હાસ્ય-વૈર-રતિ એ ત્રણને અર્થે હિંસા કરે છે તેઓ ક્રોધે કરીને, લોભે કરીને અને અજ્ઞાનપણે કરીને તેમજ ક્રોધ-લોભ-અજ્ઞાન એ ત્રણે કરીને હિંસા કરે છે ધનોપાર્જનને અર્થે, ધર્મ નિમિત્તે, કામ-ભોગને અર્થે, તેમજ ધન-ધર્મ અને કામભોગ એ ત્રણેને અર્થે તેઓ હિંસા કરે છે

## હિંસક લોકો.

આ બધી હિંસા કોણ કરે છે? આહેડુ (સુઅરનો શિકાર કરનારા), ધીવર (મચ્છીમાર), પારધી (પખીઓના શિકારી) બીજા પ્રકારના પારધી (વાઘો), એ ક્રૂર કર્મ કરનારાઓ વાગરી (એક જાતનુ પ્રાણી), ચિત્તો, મૃગાદિકને જીવતા બાધવા ઉપાયો કરે છે, તેમજ ત્રાપા પર બેસીને મચ્છ પકડવાને જાળ નાખે છે, બાજ પક્ષી, લોહનાં સાધનો, ડાભના પાસલા, કુડી, બકરી (ચિત્તા વગેરેને આકર્ષવા માટે) વગેરે શિકારના સાધનો, અને પાપી સેવકોને પણ તે ચાડાલો પોતાના હાથમા રાખે છે વનચર (ભીલો વગેરે), વ્યાધ (મૃગનો વધ કરનારા), મધ એકઠું કરનારા, બાળ હત્યારા, મૃગલીઓના પોષક (મૃગલા મેળવવા માટે), મૃગોના પોષક, સરોવર-દ્રહ-નદી-તળાવ-નાનુ તળાવ વગેરેને (શખ-સીપ-મત્સ્ય વગેરે મેળવવા માટે) ગાળનારા, તેને વિશેષ ઉંડા કરનારા, પ્રવાહને બાધનારા, પાણીને વહેવડાવી નાખનારા, કાલકુટ ઝેર અને સામાન્ય વિષ આપી હિંસા કરનારા, ઘાસ તથા ખેતર-

વગડાને આગ લગાડી નિર્દયતાથી બાળનારા, અને ક્રૂર કર્મ કરનારા મ્લેચ્છ જાતિના લોકો એ બધા આ પ્રકારની હિંસા કરે છે

## હિંસક લોકોના જાતિ-દેશ

આ મ્લેચ્છ જાતિના લોકો કયા કયા દેશના વાસી છે? સક દેશ, યવન દેશ, સબર દેશ, બર્બર દેશ, કાય દેશ, મુરંડ દેશ, ઉડ દેશ, ભડ દેશ, ભિત્તિય દેશ, એકુણીક દેશ, કુલાક્ષ દેશ, ગોડ દેશ, સિંહલ દેશ, પારસ દેશ, ક્રૌંચ દેશ, અંધ દેશ, દ્રવિડ દેશ, ચિલ્લલ દેશ, પુલિંદ દેશ, આરોસ દેશ, ડોબ દેશ, પોક્કાણ દેશ, ગંધહારક દેશ, બહુલીક દેશ, જલ દેશ, રોમ દેશ, મોસ દેશ, બકુશ દેશ, મલય દેશ, ચુંચુક દેશ, ચુલિક દેશ, કોકણુક દેશ, મેદ દેશ, પલ્લવ દેશ, માળવ દેશ, મગર દેશ, આભાષિક દેશ, અનક્ષ દેશ, ચીન દેશ, હલાસિક દેશ, ખસ દેશ, ખાસિક દેશ, નેધર દેશ, મહારાષ્ટ્ર, મુષ્ટિક દેશ, આરબ દેશ, ડોવિલક દેશ, કુહણ દેશ, કેકય દેશ, હુણ દેશ, રૂરુક દેશ, મરૂગ દેશ, અને ચિલાક દેશ એ દેશના વાસીઓ પાપમતિ છે તેઓ જળચર, સ્થળચર, નખવાળા (સિંહાદિ) પ્રાણીઓ, સર્પાદિ, ખેચર (પક્ષીઓ), સાણુસા જેવા મુખવાળા પક્ષીઓ, સંજ્ઞી પ્રાણીઓ, અસંજ્ઞી પ્રાણીઓ, પર્યાપ્ત જીવો વગેરેની અશુભ લેશ્યા અને દુષ્ટ પરિણામે કરીને હિંસા કરે છે એ પ્રાણીહિંસા કરનારાઓ હિંસા કરવાને સામા ચાલીને જાય છે તેઓ

પાપ ઉપર રૂચિવાળા, પ્રાણુવધ કરીને આનંદ માનનારા, જીવહિંસાને અનુષ્ઠાન માનનારા અને પ્રાણીહિંસાની કથા વાર્તા સાંભળવામાં સંતોષ ધરાવનારા હોય છે

## હિંસાના ફળ.

તે પાપના ફળ તેમાં આનંદ માનનારને બહુ પ્રકારે ભોગવવા પડે છે અજ્ઞાનપણે એ કરેલા પાપોના ફળ નરકાદિના દુ:ખકારક અને ભયંકર હોય છે ઘણા કાળ સુધી અવિશ્રાન્તપણે અનેક પ્રકારથી નરક અને તિર્યંચની ગતિમાં વેદનાનો અનુભવ એ પાપો કરાવે છે આયુષ્ય પૂરૂં થયે એ જીવો ઘણા અશુભ કર્મોને યોગે નરકમાં ઉત્પન્ન થાય છે એ પાપી જીવો શીઘ્ર મહાનરકમાં ઉત્પન્ન થાય છે

## નરકયાતનાનું વર્ણન.

એ નરક કેવી છે? તેને વજ્રમય ભીંતો છે, અતિ પહોળી છે, સાંધા વિનાની છે, દ્વાર વિનાની છે, કઠોર ભૂમિના તળીયા છે, તેનો સ્પર્શ કર્કશ છે, ઉંચી–નીચી વિષમ ભૂમિ છે એ નરકગૃહ બંધીખાના જેવા છે તે અત્યંત ઉષ્ણ, હમેશા તપ્ત, દુર્ગંધી, સડેલા પુદ્ગલવાળા, ઉદ્વેગજનક અને ભયંકર દેખાવવાળા છે તે નરકગૃહો શીતળતામાં હીમના પડળ જેવા છે, કાન્તિએ કાળા છે, ભયંકર છે, ઉંડા–ગહન છે, રોમાંચકારક છે, અરમણીય છે અનિવાર્ય રોગ અને જરાથી પીડાયેલા નારકી જીવોનું એ નિવાસસ્થાન છે ત્યાં હમેશ તિમિર ગુફા જેવો અંધકાર વ્યાપેલો છે ત્યાં પરસ્પર ભય રહેલો છે ...

ગ્રહ, ચંદ્ર, સૂર્ય, નક્ષત્ર, તારા વગેરે નથી આ નરક ઢીલા મેદ, ચરબી, માંસ, પરૂ, લોહીથી મિશ્રિત અને દુર્ગંધમય, ચીકણા તથા સડી ગએલા કાદવથી વ્યાપ્ત છે ત્યા ખેરના લાકડાના જેવો જાજ્વલ્યમાન અને રાખથી ઢંકાયલા જેવો અગ્નિ છે એ નરકગૃહોનો સ્પર્શ તલવાર, છરા, કરવતની ધાર જેવો તીક્ષ્ણ, વીંછીના આંકડાના ડંખ જેવો અતિ દુ ખકર છે એવા નરકમા જીવ રક્ષણ વિનાનો, શરણ વિનાનો, કડવા દુ ખે કરી પીડા પામતો, પૂર્વે બાંધેલા કર્મોવાળો હોઈ વેદના ભોગવ્યા કરે છે નરકમા પરમા ધામી દેવો વ્યાપી રહેલા છે નારકી જીવોને અતર્મુહૂર્તમા વૈક્રિય-લબ્ધિ વડે કરી બેડોળ, બીહામણું અને હાડકા-નસો-નખ-રોમવી રહિત શરીર પ્રાપ્ત થાય છે ત્યારપછી પાચ પર્યાય અને પાચ ઇંદ્રિય પરિપૂર્ણ વિકસે છે અને તે વડે અશુભ વેદનાઓ ભોગવે છે તે વેદના અત્યત આકરી, પ્રબળ, સર્વ શરીરવ્યાપી, ત્રણ યોગમા વ્યાપેલી, છેવટ સુધી રહેનારી હોય છે

વળી તે વેદના તીવ્ર, કર્કશ, પ્રચડ, બીહામણી, અને દારૂણ કેવી હોય છે તે હવે કહે છે લોઢીની મોટી હાડીમા રાધવું, સેકવુ, તાવડીમા તળવુ, ભઠ્ઠીમા ભુજવું, લોઢાની કડાઇમા ઉકાળવુ, બલિદાન દેવુ (દેવી આગળ બકરીવત્), ખાંડવુ, શાલ્મલી વૃક્ષના તીણા લોહકટક જેવા કાટા ઉપર રગદોળવું, ફાડવું, વિદારવુ, માથાને પાછળ નીચુ નમાવી બાધવુ, લાકડીથી ફટકા મારવા, ગળામા બળાત્કારે ફાસી નાખીને ઢીંચાળવુ,

શૂળની અણી ઘોચવી, આજ્ઞા કરીને ઠગવુ, ભોઠા પાડવુ, અપમાન કરવુ, ગુન્હો બતાવીને વધભૂમિમા લઈ જવુ, વધ્ય જીવને મારીમા દાટવો, એ પ્રમાણેના કષ્ટોથી પૂર્વે કરેલા કર્મોના સચયથી નારકી જીવો પીડાય છે નરક ક્ષેત્રનો અગ્નિ, મહાઅગ્નિ (દાવાનળ સરખો), એની અતિ દુખકારી, ભયકારી, અશાતાકારી શારીરિક અને માનસિક એવી બે પ્રકારની વેદના એ જીવો ભોગવે છે, અને એ વેદનાને એ પાપીઓ ઘણા પલ્યોપમ અને સાગરોપમના આયુષ્ય સુધી દયાજનક રીતે સહન કરે છે પરમાધામી જ્યારે નારકીને ત્રાસ ઉપજાવે છે, ત્યારે નારકીઓ ભયભીત સ્વરે આક્રંદ કરતા કહે છે "હે અત્યત શકિતમાન, હે સ્વામી, હે ભાઈ, હે બાપ, હે તાત, હે શત્રુજિત ! મને છોડો, હુ મરૂ છુ, હુ દુર્બળ છુ, વ્યાધિપીડિત છુ !" એમ બોલતો તે જીવ દયારહિત પરમાધામી તરફ દૃષ્ટિ કરે છે કે રખે મને મારશે ! તે કહે છે "મને કૃપા કરીને મુહૂર્તમાત્ર શ્વાસોશ્વાસ લેવા દો અને મારા ઉપર રોષ ન કરો ! હુ ક્ષણ માત્ર વિસામો લઇ શકુ તે માટે મારૂ ગળાનુ બધન છોડો, નહિતર હુ મરી જઈશ મને બહુ તરસ લાગી છે, માટે મને પાણી પીવા આપો" તે વખતે પરમાધામી તે નારકીને કોમળ આમત્રણ વડે "શીતળ અને નિર્મળ પાણી તું પી" એમ કહે છે અને તેને પકડીને પરમાધામી કથીરનો રસ કળશમાથી તેના કરસપુટમા રેડે છે, તે પાણી દેખીને નારકી ધ્રૂજી ઉઠે છે, અને આસુ ગાળતા કરૂણાજનક સ્વરે કહે છે કે "મારી તરસ હવે છીપાઇ ગઈ છે, મારે હવે

ધામીઓ તેમને તલવારની ધાર સરખા પાદડાના વનમા, દર્ભના વનમા, અણુઘડ-અણીદાર પત્થરના રણમા, અણી દાર શૂળોના જંગલમા, ખારની ભરેલી વાવમા, ઉકળેલા કથીરરસની વૈતરણી નદીમા, કદબ પુષ્પ સરખી ચળકતી રેતીમા, પ્રજ્વલિત ગુફાકદરામા ફેંકે છે તેથી તેઓ મહા પીડા પામે છે અતિ તપ્ત ઘાટાવાળા ધૂસરા સહિત રથે નારકીઓને જોડીને તપાવેલા લોહમાર્ગ ઉપર પરાણે પર આધામીઓ ચલાવે છે, અને ઉપરથી નાના પ્રકારના શસ્ત્રે કરીને તેમને માર મારે છે તે શસ્ત્રો કેવા છે? મુદ્દગર, મુસુઢિ[2](એક જાતનું લોહનું હથિયાર), કરવત, ત્રિશૂળ, હળ, ગદા, મુશળે, ચક્ર, ભાલો, બાણ, શૂળી, લાકડી, છરો, લાબો ભાલો, નાળ, ચામડામા મઢેલો પત્થર, મુદ્દગરાકાર હથીયાર, મુષ્ઠિ જેવડો પત્થર, તલવાર, ખેડગ (એક જાતનુ શસ્ત્ર), તીર, લોહનુ બાણ, તથુગ[3] (એક જાતનુ બાણ), કાવરણી, વાસલો, પરશુ, અણીદાર ટકે, એવા અતિ તીક્ષ્ણ, નિર્મળ, ચકચકાટ કરતા અનેક પ્રકારના ભયકર શસ્ત્રો વિકેય બનાવીને અને સજ્જ કરીને પૂર્વ ભવના વેરભાવથી નારકીઓ અદરોઅદર મહાન વેદના ઉપજાવે છે, સામા થઇને એક બીજાને મારે છે, મુદ્દગરના પ્રહારે એક બીજાને ચૂર્ણ કરે છે, મુસુઢિએ કરીને ભાગે છે, દેહને કચડી નાખે છે, યત્રે કરીને પીલે છે, તરફડતા દેહને હથીયારે કરીને કાપે છે કેટલાક નારકીની ચામડી ઉતરડી નાખે છે, કાન-હોઠ-નાકને મૂળમાથી કાપી નાખે છે, હાથ-પગ છેદી નાખે છે, તલવાર-કરવત-અણીદાર

ભાલા-પરશુના પ્રહારે કરીને નારકીના દેહને કાપે છે, વાસલેથી અંગ-ઉપાંગને છેદે છે, કડકડતા ઉના ક્ષાર સિંચીને ગાત્રને બાળે છે, ભાલાની અણીઓ ભોંકીને શરીરને જર્જરિત કરે છે, ભોય ઉપર પાડીને રગદોળે છે, અને તેમના અંગોપાંગ સૂજી જાય છે વળી નરકમાં નહાર, કૂતરા, શીયાળ, કાગડા, બિલાડા, અષ્ટાપદ, ચિત્રા, વાઘ, સિંહ, એવા મદોન્મત્ત જાનવરો જે સદા ભોજનરહિત હોઈ ક્ષુધાથી પીડાઈને અતિ ઘોર અને બીહામણા શબ્દો કરે છે અને જેમના રૂપ અત્યંત બીહામણા છે, તેઓ નારકીને પગ વચ્ચે ઘાલીને પોતાની આકરી દાઢથી તીવ્ર રીતે ડંખે છે, ખેંચે છે, તીવ્ર નખે કરીને તેમને ફાડે છે, અને તેમના દેહને વિદારીને દિશા-દિશામાં ફેંકી દે છે, તેથી તેમના અંગના સાંધા ઢીલા થઇ જાય છે અને અંગોપાંગ વ્યાકુળ થઇ જાય છે તે નારકીના શરીરને કંક, ક્રૂર ગીધ, ઘોર અને મોટા કાગડા જેવા પંખીઓનો સમૂહ પોતાના કર્કશ, નિશ્ચળ અને આકરા નખે કરીને ચુંટે છે અને લોહમય ચાંચે કરીને તેમને પકડે છે એ પંખીઓ આકાશમાંથી ઉતરી આવીને તેમને પાંખે કરીને મારે છે અને તીવ્ર નખે કરીને જીભ તથા આંખ ખેંચી કાઢે છે, નિર્દયપણે ત્વચાને ઉતરડી નાખે છે, અને તેમના મુખને પહોળા કરીને ભાંગે છે એટલે એ નારકીઓ આક્રંદ કરતા ઉંચા ઉછળે છે, નીચા પડે છે અને ચારે બાજુએ પારભ્રમણ કરે છે પૂર્વ કર્મના ઉદયથી તેઓ પશ્ચાત્તાપ કરે છે, બળે છે, અને પોતાને નિંદે છે

## હિમકનો પુનર્જન્મ

પૂર્વે કરેલા કર્મોને અને પાપોને અનુસરતા ચાકચુા દુખ તે તે નરકમા ભોગવીને પછી નારકીના આયુષ્યો પૂર્ણ થતા તેઓમાના ઘણા તીર્યંચની ગતિમા ઉત્પન્ન થાય છે તે ગતિમા પણ એ જીવો દારૂણ દુખ ભોગવે છે તે ગતિમા જન્મ, મરણ, જરા, વ્યાધિ એ બધા રેટની ગતિની માફક (ચક્રવત્) ભોગવવા પડે છે જલચર સ્થલચર અને ખેચરની ગતિમા ઉપજીને માહોમાહે વિનાશ અને પ્રપંચ આદરે છે જગતમા રાક-બાપડા તીર્યંચો ઘણા કાળ સુધી દુખ પામે છે એ તો પ્રકટ છે આ દુખો કેવા છે? ટાઢ, તાપ, તરસ અને ભૂખની વેદના વેઠવી, સુશ્રૂષાથી રહિતપણે વનના જન્મ પામવો, સદાએ ભય તથા ઉદ્વેગમા વસવુ, ભયે કરીને જાગવુ, વધનુ-બંધનનુ પ્રહારનુ દુખ વેઠવુ, ખાડાના પડવુ, ભારે કરીને હાડકા ભાગવા, નાક વિંધાવવુ, પ્રહારે કરી દુખ પામવુ, કાન વગેરે અગોપાગ છેદાવવા, બળાત્કારે-માર ખાઇને કામ કરવુ, ચાબુક-અકુશ-આર વગેરેને શરીરમા ભોકાવવા, પરાણે શીખવુ (દમન વેઠવુ), નાના પ્રકારના ભાર વહેવા, માતાપિતાનો વિયોગ સહેવો, કાન-નાકના છિદ્ર વાટે રાશ-દોરડા વડે બધાવુ શસ્ત્ર, અગ્નિ, વિષ ઈત્યાદિ વડે હણાવુ, ગણુ-શીગડાના આમ ળવાથી મરણ પામવુ, ગલ અને જાળે કરી પાણીમાથી (માછલીનુ) બહાર નીકળવુ, પોકની પેરે સેકાવુ, છેદાવુ જીવિત સુધી બંધનમા રહેવુ, પાજરામા પુરાવુ, પોતાના ટોળામાથી વિખૂટા પડવુ, (દુખપૂર્વક) વાયુ પુરાવવો

ઢોરવાવુ, દોરડા વડે ગળે બધાવુ, વાડામા ઘણા પશુઓ સાથે પુરાવુ, કાદવ-પાણીમા ખૂચવુ, બળાત્કારે પાણીમા પેસવુ, ઉડા ખાડામા નખાઇને ગાત્રભગ વેઠવો, પર્વતાદિ ઉપરથી નીચે પછડાવુ, દાવાનળની જ્વાળાએ કરીને બળવુ, ઇત્યાદિ સેકડો દુખોથી તે પાપી જીવને સતપ્ત થવુ પડે છે નરકમા જે કર્મના ફળ દુખ રૂપે ભોગવ્યા છે તે પૂરા નહિ થયા હોવાથી તે જીવોને તીર્યંચ પચેદ્રિયમા આવા દુખો ભોગવવાં પડે છે પ્રમાદ અને રાગદ્વેષે કરીને જે હિસાદિ પાપ કર્મો ઉપરાજ્યા છે તેથી અતિ અશાતામય અને કઠોર એવા આ દુખો જીવોને ભોગવવા પડે છે.

ચતુરેદ્રિયમા ભ્રમર, મચ્છર, માખી ઇત્યાદિની ગતિમા ઉપજેલા અનેક પ્રકારના જીવો જેમની જાતિ નવ લાખ કુળકોડીની છે તે જન્મ-મરણના અનુબધને ભોગવતા નખ્યાતા કાળ સુધી પરિભ્રમણ કરે છે અને નરકના જેવા તીવ્ર દુખો ભોગવે છે સ્પર્શ, જીભ, નાક અને આખ એ ચાર ઇદ્રિયો સહિત એ જીવો ઉપર જણાવ્યા તે પ્રકારના દુખો ભોગવે છે

તેવીજ રીતે ત્રિઇંદ્રિયમા કથવા, કીડી, ઉધઈ આદિની આઠ લાખ કુળકોડી છે તેમા જન્મ-મરણનો અનુભવ કરતા સખ્યાતા કાળ સુધી પરિભ્રમણ કરતા નરકના સમાન તીવ્ર દુખો સ્પર્શ, જીભ અને નાકવાળા એ ત્રિઇદ્રિય જીવો ભોગવે છે

સ્પર્શ અને જીભ એ બે ઇદ્રિયવાળા જીવો, જળો, અળશીયા, કરમીયા, કોડીનો જીવ (અક્ષ), ઇત્યાદિની સાત

લાખ કુળકોડી છે તે જન્મ મરણના તીવ્ર દુઃખો સખ્યાત કાળ સુધી ભોગવતા પરિભ્રમણ કરે છે

એકેન્દ્રિયપણે પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ, સૂક્ષ્મ, બાદર, પર્યાપ્ત, અપર્યાપ્ત, પ્રત્યેક શરીરધારી, સાધારણ શરીરધારી (અનતકાય)મા જીવો જન્મ મરણના દુઃખો ભોગવે છે તેમા પ્રત્યેક શરીરી જીવ સખ્યાતા કાળ સુધી અને સાધારણ શરીરી જીવ અનત કાળ સુધી અનિષ્ટ દુઃખો અનુભવે છે એકેન્દ્રિયપણે ઉત્કૃષ્ટ ઉત્પત્તિ વારવાર વૃક્ષ સમૂહને વિષે છે કોદાળી, હળ વગેરે શસ્ત્રથી જમીન ખોદાય તેથી પૃથ્વી કાયમા જીવને દુઃખ ભોગવવા પડે છે પાણીમા રહેલા એકેન્દ્રિયપણે જીવોને સ્નાન વગેરેમા મર્દાવુ, ડોળાવુ (ઉલેચાવુ) અને રૂંધાવુ પડે છે અગ્નિ અને વાયુકાયમા જીવોને પરસ્પર એક બીજા સાથે અથડાવુ, હણાવુ, મરાવુ અને પરસ્પર પરિતાપના વેઠવી પડે છે આવા એકેન્દ્રિયાદિકને વાચ્છના વિના, નિરર્થકપણે, પોતે નહિ ઉત્પન્ન કરેલા એવા દુઃખો પરને અર્થે ભોગવવા પડે છે કાર્યને અર્થે, પોતાના હાસાદિક અને પશુ નિમિત્તે તથા ઔષધો-આહાર આદિને માટે એકેન્દ્રિય જીવોને મનુષ્યો ખાંડે છે, છાલ ઉતારે છે, રાધે છે, ચૂર્ણ કરે છે, દળે છે, કૂટે છે, સેકે છે, ગાળે છે, ચોળે છે, સેડવે છે, વિભાગ કરે છે, ભાગે છે, છેદે છે, છોલે છે, (વાળ-રેસાને) ચુટે છે, (પાદ-ફળ માટે) ઝુડે છે, અગ્નિથી બાળે છે ઈત્યાદિ રીતે એકેન્દ્રિયપણે જીવો દુઃખોને ભવપરપરામા અવિચ્છિન્નપણે અનુભવતા ભયાનક સસારમા પરિભ્રમણ કરે

પ્રાણાતિપાત (હિંસા) કરનારા પાપી જીવો એકેન્દ્રિયપણે અનંત કાળ સુધી દુઃખ ભોગવીને મનુષ્યપણું પામે એમજ નરકાદિમાંથી નીકળીને મનુષ્યપણું પામે, તોપણ તેઓ બાપડા પુણ્યરહિત હોઇને વિકૃત અંગો અને વિકલ રૂપને પામે છે તેઓ કૂબડા, વાંકા શરીરવાળા, ઠીંગણા, બહેરા, કાણા, કોઢવાળા, પાંગળા, ગાત્રરહિત, મૂંગા, બોબડા, આંધળા, એક આંખવાળા, ચીપડાભરી આંખોવાળા, રોગ-વ્યાધિથી પીડાતા, અલ્પાયુષી, શસ્ત્રથી વિનાશ પામતા, મૂર્ખ, કુલક્ષણા, દુબળા, બેડોળ, કઢંગા, વિરૂપાકૃતિ, કુરૂપ, રાંક, હલકા કુળના, બળ સત્ત્વથી હીન, સુખરહિત, અશુભ દુઃખ ભોગવનાર મનુષ્યપણે ઉત્પન્ન થાય છે નરકમાં ભોગવતા બાકી રહેલા કર્મો ભોગવવા નારકી તીર્યંચ અને ભુંડા માણસના અવતારપણે પરિભ્રમણ કરતા અનંત દુઃખને એ પાપ કરનારાઓ પામે છે એ પ્રમાણે હિંસા કરનારાઓ આ લોક અને પરલોકમાં હિંસાના ફળ-વિપાકને ભોગવે છે એ ફળવિપાકમાં અલ્પ સુખ, બહુ દુઃખ રહેલુ છે જેનો ક્રમ રૂપ મેન બહુ ચીકણો છે, દારૂણ છે, કર્કશ છે, આકરો છે, હજારો વર્ષ સુધી નછૂટે તેવો છે, તેને તે કર્મ ભોગવ્યા વિના છૂટકો નથી અને તે સિવાય મુક્તિ પણ નથી

આ પ્રમાણે જ્ઞાતકુલનંદન મહાત્મા જેણે રાગદ્વેષને જીત્યા છે, જેનુ "વીર" એવુ શ્રેષ્ઠ નામ છે, તેમણે પ્રાણવધનો ફળવિપાક કહ્યો છે એ પ્રાણવધ પાપકારી, પ્રચંડ, રૂદ્ર-ક્ષુદ્ર જનોએ આચરેલો, અનાર્યોએ કરેલો, દયારહિત, ઘાતકી, મહાભયકારી, બીકના કારણરૂપ, ભીષણ, ત્રાસકા-

૨૬, અન્યાયકારક, ઉદ્વેગકારક, જીવરક્ષાની અપેક્ષારહિત, ધર્મરહિત, સ્નેહરહિત, કરૂણારહિત, જલ્દીથી નરકમા લઈ જનાર, મોહના મહાભયનો પ્રવર્તનકાર અને મરણથી દીનતા લાવનાર છે

## અધ્યયન ૨ જુ

### મૃષાવાદ

જબૂ સ્વામી પ્રત્યે સુધર્મા સ્વામી કહે છે કે હવે આસ્રવ દ્વારનુ બીજુ અધ્યયન મૃષાવાદ વિષે સભળાવુ છુ આ અધ્યયનના પાચ દ્વાર છે

### મૃષાવાદનુ સ્વરૂપ

મૃષાવાદ ગુણગૌરવ રહિત છે, ચપળ પુરૂષ બોલે છે, ભયકારક છે, દુ ખકારક છે, અપયશકારક છે, વૈરકારક છે, ચિત્તનો ઉદ્વેગ-મનનો સતોષ રાગ દ્વેષ એવા લક્ષણવાળો મન - ક્લેશ ઉપજાવે છે, શુભ ફળથી રહિત માયા અને અવિશ્વાસનો અત્યત વ્યાપાર છે, નીચ જનોથી સેવાય છે, સૂગરહિત છે, વિશ્વાસ વિનાશક છે, સારા સાધુએ નિદવાલાયક છે, પરપીડાકારક છે, ઉત્કૃષ્ટ કૃષ્ણ લેશ્યાથી યુક્ત છે, દુર્ગતિમા લઈ જનાર છે, સસાર વધારનાર છે, વારવાર જન્મ કરાવનાર છે, ઘણા કાળથી પરિચીત છે, ઘણા કાળથી સાથે ચાલ્યુ આવે છે અને અતે દુ ખ ઉપજાવનાર છે

**મૃષાવાદના નામ**

બીજા અધર્મ દ્વારમા મૃષાવાદના ત્રીસ ગુણનિષ્પન્ન નામ નીચે મુજબ કહ્યા છે —(૧) જૂઠુ (૨) માયાવી શબ્દો (૩) અનાર્ય વચન (૪) કપટયુક્ત જૂઠુ (૫) ન હોય તે વાત કહેવી તે (૬) ઓછુ, અધિક અને નિરર્થક બોલવું તે (૭) ઇરાદાપૂર્વક મિથ્યા પ્રલાપ (૮) વિદ્વેષયુક્ત નિંદા (૯) વક્ર વચન (૧૦) માયા–પાપવાળુ વચન (૧૧) ઠગાઈભર્યુ વચન (૧૨) "મિથ્યા કહ્યું" એવુ કહ્યા છતા પાછળથી તેવુજ કરવુ તે (૧૩) અવિશ્વાસુ વચન (૧૪) પોતાના દોષ અને પારકા ગુણને ઢાકનારૂ કથન (૧૫) ન્યાયથી ઉપરવટ વચન (૧૬) આર્તધ્યાન (૧૭) આળ મૂકવુ (૧૮) મલિન વચન (૧૯) વાકુ બોલવુ (૨૦) વનના જેવુ ગહન (ગૂઢ) વચન (૨૧) મર્મયુક્ત વચન (૨૨) ગૂઢાચારવાળુ વચન (૨૩) માયાપૂર્વક ગોપવેલું વચન (૨૪) અપ્રતીતિજનક વચન (૨૫) અસમ્યક્ આચારયુક્ત વચન (૨૬) ખોટી પ્રતિજ્ઞા (૨૭) સત્ય વચન પ્રત્યે શત્રુતાભર્યુ કથન (૨૮) અવહેલનાવાળા શબ્દો (૨૯) માયાએ કરી અશુદ્ધ (સાવદ્યકારી) વચન (૩૦) વસ્તુના સદ્ભાવને ઢાકનારૂ કથન એ પ્રમાણે સમુચ્ચયે પાપકારી મૃષાવાદના ૩૦ નામ કહ્યા એ ઉપરાત મૃષાવાદના યોગ અનેક પ્રકારે છે

**મૃષાવાદીઓ**

હવે મૃષાવચન કોણ બોલે છે તે વિષે ત્રીજો દ્વાર કહે છે પાપી, અસયમવત, અવિરતિ (પાપથી નિવર્ત્યા નથી તેઓ), કપટી, કુટિલ, દારૂણ સ્વભાવવાળા, ચપળ (અસ્થિર),

ક્ષણે ક્ષણે નવા ભાવવાળા, ક્રોધી, લોભી, બીજાને ભય ઉપજાવનારા, મશ્કરીખોર, સાખીયા (હાજી હા કરનારા), ચોર, માગણહારા, ભાડવીયા, જીતેલા જુગારી, ગીરો રાખનાર, માયાવીયા, ખોટા વેશધારી, માયાવી વેશ કરનારા, વાણિજ્યકાર, ખોટુ તોળનારા, ખોટુ માપનારા, ખોટા સીક્કા ચલાવી આજીવિકા ચલાવનારા, વણકર-સોની-છીપાભધારા વગેરે, ઠગારા, હેરૂ (ગુપ્ત ચાર-જાસૂસ), સુખ-મગળીયા (ભાટ-ભાઠ), કોટવાળ, જાર કર્મ કરનાર, દુષ્ટ વચન બોલનારા, ચાડીયા, ઋણને નાકબૂલ કરનારા, પહેલુ વચન બોલવામા ચતુર (કે જે વચનને પાછળથી ફેરવી તોળાય), સાહસિક માણુસો, તોછડા માણસો, અસત્ય હેતુવાળા, ઋદ્ધિ વગેરેના ગર્વવાળા, અસત્યને સત્ય તરીકે સ્થાપનારા, અહકારી, અનિગ્રહી, નિરકુશ, સ્વચ્છદી, જેમ-તેમ બોલી નાખનારા, એ બધા જૂઠુ બોલનારા હોય છે જેઓ જૂઠથી નિવર્ત્યા નથી તેઓ પણ મૃષાવાદી છે

**અન્યમતિ મૃષાવાદીઓ.**

તે ઉપરાત નાસ્તિકવાદી તથા લોકસ્વરૂપને વિપરીત કહેનારાઓ છે, કે જેઓ એમ કહે છે અને સાભળે છે કે-જીવ કે અજીવ કાઈ છે નહિ, જન્મ-જાતિ કશુ છે નહિ, ઇહલોક-પરલોક નથી, જીવને પુણ્ય કે પાપ કાઈ લાગતા-વળગતા નથી અને તેના ફળરૂપે સુખ-દુ ખ મળે છે એમ પણ નથી, પચ મહાભૂત એકઠા થવાથીજ માત્ર શરીર ઉત્પન્ન થયુ છે અને તે માત્ર વાયુના યોગથી સહિત છે કેટલાક પાચ સ્કધને એટલે કે વિજ્ઞાન, વેદના, સજ્ઞા, સસ્કાર

અને રૂપના સમૂહને જીવ કહે છે કેટલાક મનજીવિકામત વાળાઓ મનનેજ જીવ કહે છે કેટલાક શ્વાસોચ્છ્વાસને જીવ કહે છે કેટલાકો કહે છે કે આ શરીરજ માત્ર આદિ અને અંત છે (પૂર્વજન્મ અને પુનર્જન્મ કાઈ છેજ નહિ), આ ભવ છે તે એકજ ભવ છે, તે ભવનો નાશ થતાજ સર્વનો નાશ થાય છે તેટલા માટે (પરલોક ઇ૦ નથી તે માટે) કેટલાક મૃષાવાદીઓ કહે છે કે દાન, વ્રત, પૌષધ, તપ, સંયમ, બ્રહ્મચર્ય આદિનુ ફળ કલ્યાણકારક છે એવુ કાઇ નથી વળી તેઓ કહે છે કે, હિંસા, જૂઠ, ચોરી, પરદારાસેવન, પરિગ્રહ એ પાપકર્મો નથી, તેમજ નરક-તીર્યંચ-મનુષ્યની યોનિમા ઉત્પન્ન થવાપણું નથી અને દેવલોકમા કે સિદ્ધગતિમા જવા પણું નથી, મા-બાપ પણ નથી, ઉદ્યમ કરવાપણું નથી, પ્રત્યાખ્યાનની જરૂર નથી, કાળ નથી કે મૃત્યુ પણ નથી, તેવીજ રીતે અરિહંત, ચક્રવર્તી, બળદેવ, વાસુદેવ પણ નથી, કોઈ ઋષિ-મુનિ પણ નથી, થોડુ કે ઝાઝુ ધર્મ-અધર્મનું ફળ પણ નથી, માટે એમ જાણીને-ઇંદ્રિયોને અનુકૂળ સર્વ પ્રકારના વિષયો ભોગવવાની ક્રિયામા કાઈ પાપ નથી કે અક્રિયામા નિર્જરા નથી એ પ્રમાણે નાસ્તિકો, વામ લોક-માર્ગીઓ કહે છે કુદર્શનીઓ અને અસદ્‌ભાવવાદીઓ (અછતા પદાર્થોને પ્રરૂપનારાઓ) અને મૂઢ લોકો બીજુ એવુ પણ કહે છે કે આ જગત ઈંડામાથી પોતાની મેળે જન્મ્યુ છે એ પ્રમાણે તેઓ અસત્ય પ્રરૂપણા કરે છે વળી કેટલાકો કહે છે કે પ્રજાપતિ (બ્રહ્માએ) આ જગત બનાવ્યુ છે, કેટલાકો ઇશ્વરને જગત્કર્તા કહે છે, કેટલાકો આ જગતને વિષ્ણુમય માને છે, કેટલાકો પંચભૂતમાથી આ જ-

ગત્ પોતાની મેળે બન્યુ છે એમ માને છે કેટલાકો એવી મિથ્યા વાત પ્રરૂપે છે કે જગતમા એકજ આત્મા વ્યાપી રહેલો છે, તે સુકૃત-દુષ્કૃતનો કર્તા નથી પણ ભોક્તા છે, ઇંદ્રિયોજ સર્વથા સુકૃત-દુષ્કૃતના કારણરૂપ છે, સર્વ પ્રકારે નિત્ય, ક્રિયારહિત, ગુણ (ત્રિગુણ) રહિત અને કર્મબધનના લેપરહિત એવો જગતમા એકજ આત્મા છે વળી કેટલાક એવો મૃષાવાદ કરે છે કે જે કાઇ આ મનુષ્ય લોકમા સુકૃત -દુષ્કૃતના ફળ દેખાય છે તે અણુચિતવ્યા નીપજે છે અથવા સ્વાભાવિક રીતે જન્મે છે અથવા દૈવપ્રભાવથી (ભાવિભાવ) ઉત્પન્ન થાય છે, પરન્તુ પ્રાણીએ પોતે કરેલા ઉદ્યમનુ ફળ એ નથી એ પ્રમાણે ભવિતવ્યતાવાદીઓ પરમાર્થના સ્વરૂપનુ લક્ષણવિધાન કરે છે એ પ્રમાણે કેટલાકો પ્રરૂપે છે

[ એ સર્વ અન્યમતિ મૃષાવાદીઓના પ્રકારો કહ્યા હવે ગૃહસ્થ મૃષાવાદીઓના પ્રકારો કહે છે ]

### ગૃહસ્થ મૃષાવાદીઓ

ઋદ્ધિગર્વ, રસગર્વ અને શાતાગર્વમા તત્પર એવા ઘણા લોકો જેઓ ધર્મક્રિયા કરવામા આળસુ છે તેઓ ધર્મની વિચારણામા મૃષા બોલે છે બીજા લોકો અધર્મ અગીકાર કરતા રાજ્યની વિરુદ્ધ જૂઠા આળ ચડાવે છે અને ચોરી નહિ કરનારને ચોર કહે છે, સમભાવી અને સરલ માણસને કજીયાખોર કહે છે, સુશીલવત માણસને દુશીલવત કહીને તે પરદારાગામી છે એવુ કહી આળ ચડાવી મલીન કરે છે, વિનયવતને દુર્વિનીત કહે છે બીજા દુષ્ટ મનુષ્યો પરની કીર્તિનો નાશ કરતા કહે છે કે "એ તો પે

મિનની સ્રીનુ સેવન કરે છે" કેટલાકે બીજાઓને ધર્મ-ભ્રષ્ટ, વિશ્વાસઘાતી, પાપકર્મા, લોકવિરૂદ્ધ કર્મ કરનાર, અગમ્ય એવી સ્રીઓ (બહેન-પુત્રી આદિ) સાથે દુષ્ટાચાર સેવનાર, દુરાત્મા, બહુપાતકી કહે છે, અને એ રીતે ભલા પુરૂષોને મત્સરધારી મનુષ્યો અવગુણયુક્ત કહે છે તે લોકો પોતાની કીર્તિની વાચ્છનાવાળા અને પરલોકના સુખની વાચ્છના વિનાના હોય છે એવા જૂઠા વચન બોલવામા હોશિયાર અને બીજાને દોષિત ઠરાવવામા આસક્ત મનુષ્યો જેઓ અણુવિચાર્યા વચનો બોલે છે અને જેઓનું મુખ તેમના શત્રુરૂપ છે તેઓ પોતાના આત્માને અક્ષય દુખના બીજ એવા કર્મોના બધને કરીને વીંટે છે વળી એવા લોકો પારકી થાપણ પચાવી પાડવા જૂઠુ બોલે છે, પારકા ધનને વિષે આસક્ત હોઇ લોભને વશ વર્તતા થકા બીજાઓ ઉપર અછતા દોષોનું આરોપણ કરે છે, જૂઠી સાક્ષી પૂરે છે, આત્માનું અહિત કરનાર એવા ધનને અર્થે જૂઠુ બોલે છે, કન્યાને અર્થે જૂઠુ બોલે છે, ભૂમિને અર્થે જૂઠુ બોલે છે, તેમજ ચોપદાદિ-જાનવરોને અર્થે જૂઠુ બોલે છે, એવું એટકુ જૂઠુ બોલનારાઓ અધોગતિને પામે છે

**અન્યતર મૃષાવાદીઓ**

એ સિવાયના બીજાઓ પણ વિવિધ પ્રકારે જૂઠુ બોલે છે કેટલાકો જાતિ-કુળ-શીલ વિષે કપટપૂર્વક જૂઠુ બોલે છે ચપળ મનુષ્યો (અસ્થિર સ્વભાવવાળાઓ) આઘુ પાછુ બોલે છે, ચાડી કરે છે, પરમ અર્થરૂપ મુક્તિના ઘાતક એવા વચન બોલે છે કેટલાકો અછતું, દ્વેષયુક્ત, અનર્થકારી,

પાપકર્મના મૂલરૂપ વચન, અસમ્યક્ પ્રકારે દેખેલુ અને અસમ્યક્ પ્રકારે સાભળેલુ હોય એવુ વચન, અવિચાર્યું વચન, નિર્લજ્જ વચન, લોકનિંદ્ય વચન, જે વચનોથી અત્યત વધ-બધન અને પરિતાપ ઉત્પન્ન થાય તેવા વચન, જરા-મરણ-દુ ખ-શોકના કારણરૂપ વચન અને અશુદ્ધ પરિણામે મલીન એવા વચન બોલે છે વળી ખોટા અભિપ્રાયમા પ્રવર્તનારા, અછતા ગુણને બોલનારા, છતા ગુણને ઉડાડી મૂકનારા, હિસા વડે જીવનો નાશ થાય તેવુ વચન બોલનારા, મૃષાવાદયુક્ત વચન બોલનારા, સાવદ્ય (પાપકારી)-અકુશલ અને સાધુજનોથી નિદાયલુ વચન બોલનારા અને અધર્મજનક બોલનારાઓ પણ મૃષાવાદી છે તે ઉપરાત પુણ્ય-પાપના અજાણ, અધિકરણ-સાધનોથી થતી ક્રિયાના પ્રવર્તક, પોતાનો અને પરનો અનર્થ તથા વિનાશના કરનારા એ બધા મૃષાવાદી છે

## હિસક મૃષાવાદીઓ.

બીજા કેટલાકો ભેસો, ડુક્કરો, વગેરના ઘાતકોને (તેમના સ્થાનની) ખબર આપે છે, તેમજ સસલા, જગલી પશુઓ, રોઝ વગેરેની ખબર વાઘરીઓને આપે છે, તે ઉપરાત પારધીને (શિકારીને) તેતર, બટેર, લાવા, કપિજલ, કબૂતર વગેરે પક્ષીઓની જાણ કરે છે, વળી માછીમારને માછલા, મગર અને કાચબા વગેરેની ખબર આપે છે, શખ, કોડા વગેરે જીવડાની ખબર ધીવરને આપે છે, અજગર, ફેણરહિત સર્પ, મડલીક સર્પ, ફેણધર સર્પ, મુકુલીન સર્પ

વગેરેની ખબર ગારૂડીને આપે છે, ઘો, શેળો, સલ્લક, કાંડીડા વગેરેની ખબર તેના પકડનારને આપે છે, હાથી–વાનરના ટોળાની ખબર તેને પાશમા બાધનારને આપે છે, પોપટ, મોર, મેના, કોયલ, હસના ટોળા, સારસ વગેરેની ખબર તેમને પકડીને પીંજરે પૂરનારાને આપે છે, વધ, બધન અને પીડા ઉપજાવવાની રીત નગરના કોટવાળ વગેરેને બતાવે છે, ધન–ધાન્ય તથા ગાય વગેરે પશુઓની ખબર ચોરને આપે છે, ગામ, નગર, પટ્ટણ વગેરેની ખબર હેરૂને (ગુપ્ત ચાર) આપે છે, માર્ગને અતે અથવા માર્ગમા મુસાફરોને લૂટવાને માટે લૂટારાઓને–ગઠીછોડાને ખબર આપેછે, ચોરી કરનાર વિષેની ખબર કોટવાળને આપે છે, પશુના કાન કાપવા, ખસ્સી કરવી, ગાય વગેરેને વાયુ પૂરવો, દોહવુ, પ્રાણ વગેરેથી પોષવુ, વાછડાને બીજી ગાય સાથે હેળવવા, પીડા ઉપજાવવી, બળદ વગેરેને ગાડે જોડવા, ઈત્યાદિ પ્રકારની રીત–માહીતી ગોવાળીયા વગેરેને આપે છે, ધાતુ, મણસીલ, પ્રવાલ, રત્નાદિના ઉત્પત્તિસ્થાનની ખબર આગરીયાને (ખાણ ગાળનારને) આપે છે, ફળ–ફુલ વગેરે નીપજાવવાનો વિધિ માળીને કહે છે, મધુમૂ ય મધ નીપજવાના સ્થાનની ખબર ભીલ લોકોને આપે છે, જૂદા જૂદા પ્રકારનો અનિષ્ટ ઉપદેશ આપવો, જેવો કે (ઉચ્ચાટનાદિકના) ય ત્રોનો ઉપયોગ કરવાની રીત બતાવવી, (ગર્ભપાતાદિક માટે) વિષપ્રયોગ જણાવવો, નગરાદિકને ક્ષોભાવવુ, (વશીકરણાદિના) મ ત્રો તથા જડી–બુટી (ઔષધ)ના પ્રયોગો બતાવવા, ચોરી–પરદારા ગમન–વગેરે બહુ પાપ કર્મની રીતિ શીખવવી, છળ–કપટથી

બીજાના બળને તોડવા સમજાવવું, ગામ બાળવા-વન બાળ વા-તળાવ ફોડવા વગેરે દુષ્કર્મો શીખવવા, કોઈની સારી બુદ્ધિનો અથવા વિષાદિનો નાશ કરતા શીખવવું આ પ્રમાણે ઉપદેશ આપનારાઓનું ટાય' ભય, મરણ, કલેશાદિ દોષને ઉપજાવનાર છે, મનના ભાવને કલેશયુક્ત અને મલીન કરનાર છે એવા પ્રકારના ઉપદેશવચનો પ્રાણીને ઘાત તથા પરપરાએ વિનાશ કરાવવાવાળા છે અને તે બધા હિંસાકારી વચનો પાપની ઉદીરણા કરનારા છે પૂછયે કે વગરપૂછયે પારકી વાતની ચિંતા કર્યા કરે અને અણુવિચાર્યુ' બોલ્યા કરે તે મૃષાવાદ છે વળી ઉપદેશ આપવો કે ઉંટ, બળદ, રોઝ વગેરે જનાવરોને દમો-કામ કરતા શીખવો કારણકે હવે તે જુવાન થયા છે, ઘોડા, હાથી, બકરા, કુકડાને ભાડે ફેરવો, વેચો, વેચાતા ટયો-લેવરાવો, (પક્ષી આદિકને) રાખો, સગા-સબધીઓને તે આપો, મદિરાદિ પાઓ, દાસ-દાસી, ચાકર, ભાગીદાર, શિષ્ય, એપીયા, કામગરા, કિંકર, એવા બધા સ્વજન-પરિજનો કેમ નવરા બેઠા છે, કેમ કામ બનાવતા નથી, તમારી સ્ત્રી કેમ નવરી બેઠી છે અને કામ કરતી નથી, ગહન વન, ધાન્ય વાવવાના ખેતર, અણખેડયા ખેતર તથા બીજા ખેતરોમા બહુ ઘાસ ઉગી નીકળ્યુ છે માટે તેને બાળો, વાઢી નાખો, વૃક્ષને કાપી નાખીને તેના યત્ર, વાસણ, અને બીજા બહુવિધ સાધનો બનાવો, શેરડીને કાપીને પીલાવો, તલને પીલાવો, ઘરને અર્થે ઈંટો પડાવો, ખેતર ખેડો અને ખેડાવો, જગલમા ગામ, નગર, ગામડા, કબ્બડ (નાનુ નગર), વાસ વગેરે વસાવો, ઘણી વિશાળ સીમામાં

ફળ-ફુલ, કંદ, મૂળાદિ પાકી નીકળ્યા છે માટે તે સગા-સબંધીઓને માટે લઈ લો અને સગ્રહ કરો, ડાંગર, ચોખા, જવ વગેરે લણાવો, ખડાવો, ઉપણાવો અને જલ્દી કોઠારમાં ભરો, નાના-મોટા વહાણોના સાથને હણો-કૂટો, લશ્કર લઈને નીકળો, ઘોર જંગલમાં જાઓ, લડાઈ ચલાવો, બળદને ગાડા વગેરે હાંકતા શીખવો, મુંડન-વિવાહ-યજ્ઞાદિ અમુક દિવસે કરો કારણકે તે દિવસ સારો છે, કરણ-મુહૂર્ત-નક્ષત્ર-તિથિ સારા છે, આજે સ્નાન કરો, આનંદ પૂર્વક ખાઓ-પીઓ, ન્હાઓ-ધુઓ, મંત્ર-મૂલાદિથી સસ્કારિત કરેલા જળવડે સ્નાન કરો, શાન્તિ-કર્મ (હવનાદિ) કરો, સૂર્ય-ચન્દ્રના ગ્રહણના ફળ તથા માઠા સ્વપ્નાદિના ફળ આવા છે એમ કહે, સગા-વહાલા માટે, પોતાના જીવનની રક્ષા માટે (બકરા વગેરેના) મસ્તકનો ભોગ ચડિકાદિ દેવ-દેવીઓને ચડાવો, કષ્ટ નિવારવા નિમિત્તે વિવિધ પ્રકારની ઔષધીઓ, મદિરા, માસ, ભક્ષ્યાન્નપાન, પુષ્પમાળા, ચદનાદિનો લેપ દેવોને ધરો, ઉજ્વળ દીવો કરો, સુગધી ધૂપ સળગાવો, ફૂલ-ફળથી સપૂર્ણ એવી દેવતાની પૂજા કરો, અને એમ બહુવિધ હિંસાથી વિઘ્નો ટાળો, વિપરીત પ્રકારના ઉત્પાતો, ભુંડા સ્વપ્ના, માઠા શકુન, ગ્રહની માઠી ચાલ, અમગળ નિમિત્તના દોષ, એ બધું નિવારવાને માટે અમુક પ્રકારના હિંસક અનુષ્ઠાન કરો, અમુકની આજીવિકા કાપી નાખો, એને કશું પણ દાન આપશો નહિ, ભલે માર્યો, ભલે છેદો, ભલે ભેદો, આ પ્રમાણે વિવિધ પ્રકારનો પાપકારી ઉપદેશ કરનારાઓ મન-વચન-કાયાએ કરી મૃષાવાદનું પાપ કરે છે

મૃષાવાદના ફળ

મૃષાવાદીઓ બોલવા વિષે અવિવેકવાળા, અનાર્ય, ખોટા શાસ્ત્રોવાળા, ખોટા ધર્મમા તત્પર, મિથ્યા કથાઓમા રસ મેળવનારા હોય છે અને તેઓ ખોટુ બોલી તથા બહુ પ્રકારે ખોટા કામ કરી સતોષ માનનારા હોય છે, તેમજ તેઓ મૃષાવાદના માઠા ફળને નહિ જાણતા થકા, મૃષાવાદે કરીને મહાભયને, અવિરત વેદનાને, ઘણા કાળસુધી બહુ દુખે કરીને યુક્ત એવી નરક-તીર્યચની ગતિની વેદનાને વધારે છે વળી તેઓ એવા દુખો ભોગવતા થકા પુન પુન ભવના અધકારમા ભમે છે ભયકર દુર્ગતિમા ઉપજ્યા થકા તેઓ મનુષ્યભવમા કેવી સ્થિતિને પામે છે ? દીર્ઘ સમયની દરિદ્રતા, પરવશતા, લક્ષ્મી અને ભોગથી રહિતતા, અસૌખ્ય (મિત્રરહિતતા), શરીરનુ રોગીપણું, કુરૂપતા, વિરૂપતા, સ્પર્શની કર્કશતા, આનદરહિતતા, છિદ્રયુક્ત શરીર, કાન્તિ-રહિત દેહ, વિફળ-અવ્યક્ત ભાષા, સત્કાર-સન્માનરહિ-તતા, દુર્ગંધી શરીર, ચેતનારહિતતા, દુર્ભગતા-અનિષ્ટતા, અસુદરતા, કાગડા જેવો સ્વર, ધીમો અને ફાટેલો (અપ્રિય લાગે તેવો) સ્વર, વિહિસા (તુચ્છકારનો ભય), મૂર્ખતા, બહેરાપણુ, મૂગાપણુ, ગુગણાપણુ, અળખામણી ભાષા, વિકૃત ઇદ્રિયો, નીચ જાતિનુ સેવન, લોકનિદા, સેવકપણુ, હલકા લોકોનુ દાસત્વ, દુર્બુદ્ધિ, લોકશાસ્ત્ર (સામાન્ય નીતિશાસ્ત્ર)-વેદશાસ્ત્ર-અધ્યાત્મશાસ્ત્ર-સમયશાસ્ત્ર (આર્હંત શાસ્ત્ર)ની સમજણથી રહિતપણુ, ધર્મબુદ્ધિથી રહિતતા આ બધુય પૂર્વ ભવમા કરેલા મૃષાવાદના કર્મરૂપી અગ્નિથી

દાઝેલા મનુષ્યો પામે છે અછતું-ખોટું બોલનારા પાપી જનો અપમાન, નિંદા, ચાડી, મિત્રભેદ અને માતા-પિતા-બાંધવ-સ્વજન-મિત્ર ઇત્યાદિ તરફનાં અનેક પ્રકારના આળ-દૂષણને પામે છે આ આળ-દૂષણ મનને અણગમતા, હૃદય-મનને દુઃખકારક, જીવતા સુધી ન ઊતરે તેવા હોય છે અનિષ્ટ-કઠોર-આકરાં વચનો સાંભળવા, તર્જના-નિર્ભર્ત્સના થવી, દીન વદન, કંગાલ મન, હલકું ભોજન, હલકાં વસ્ત્ર, કુવાસ ઇત્યાદિ વડે ક્લેશ પામતા એ પાપી જનોને સુખ કે શાંતિ પ્રાપ્ત થતા નથી એવા અત્યંત વિપુલ દુઃખો એ મૃષાવાદી સેંકડો ગમે ભોગવે છે મૃષાવાદનો ફળવિપાક આ લોકમાં અને પરલોકમાં અલ્પ સુખ, બહુ દુઃખ, મહા ભય, બહુ કર્મરૂપી મેલને ઉપજાવે છે અને તે કર્મના ફળ આકરા, રૌદ્ર, કઠોર, અશાતાજનક, હજારો વર્ષે પણ ભોગવ્યા સિવાય ન છૂટે તેવા છે

એ પ્રમાણે સિદ્ધાર્થ રાજાના પુત્ર, મહાત્મા, શ્રી મહાવીર ભગવાન બીજા અધ્યયનને વિષે મૃષાવાદના ફળ વિપાકને કહે છે મૃષાવાદ કેવો છે ? તે મૃષાવાદ તોછડો છે, ચપલ પુરુષો તે કરે છે, વળી તે ભયકર, દુઃખકર, અપયશકારક, વૈરકારક, રતિ-અરતિકારક, રાગ-દ્વેષકારક, મન ક્લેશકારક, માયા-કપટને ઢાંકનાર, અંત દ્રોહકારક, નીચ જનથી સેવિત, સૂગરહિત, અપ્રતીતિકારક, સુસાધુથી નિંદ્ય, પરપીડાકારક, ઉત્કૃષ્ટ કૃષ્ણ લેશ્યાથી યુક્ત, દુર્ગતિકારક અને દુર્ગતિવર્ધક, વારવાર જન્મ-મરણના કારણરૂપ, ઘણા કાળથી પરિચિત, પરંપરાથી ચાલ્યો આવતો અને દુઃખે કરી અંત પામી શકાય તેવો છે

## અધ્યયન ૩ જુ

### અદત્તાદાન ( ચૌર્યકર્મ )

જબૂ સ્વામી પ્રત્યે સુધર્મા સ્વામી કહે છે કે, હે જબૂ! હવે હુ અદત્તાદાન વિષે ત્રીજુ અધ્યયન સભળાવુ છુ

અદત્ત એટલે નહિ આપેલી એવી વસ્તુનુ હરણ કરવું તે ( સામા માણસને ) ચિત્તનો સતાપ-મરણ-ભય-ત્રાસ ઉપજાવનારૂ, પરધનને વિષે ગૃદ્ધપણુ ઉપજાવનારૂ, લોભનુ મૂળ, અર્ધ રાત્રિએ ( ચોરી કરીને ) પર્વતાદિ વિષે સતાવુ પડે તેવુ છે જેમની તૃષ્ણા છેદાઇ નથી તેઓને તે (અદત્ત દાન) અધોગતિના પથની યાત્રા કરાવનારૂ, અપકીર્તિ કરનારૂ અને અનાર્યનું આચરણ છે (પરગૃહમા પ્રવેશવા માટેના) છિદ્રને તથા ( ચોરી કરવાના અનુકૂળ ) અવસરને જોનારો, કષ્ટ તથા રાજા તરફના ઉપદ્રવને નોતરનારો, ઉન્મવમા મગ્ન થએલા-પ્રમાદવત-ઉંઘનારા-એવા લોકોને ઠગનારો, વ્યગ્ર કરનારો, મારનારો અને અનુપશાત સ્વભાવવાળો, એવા માણસને ચોર માનવો

**અદત્તાદાનનું સ્વરૂપ**

( એ અદત્તાદાન કેવુ છે ? ) દયારહિત, રાજપુરૂષોથી અટકાવાયેલુ, સાધુજનોથી સદા નિંદિત, પ્રિયજન-મિત્રજન વચ્ચે ભેદ-અપ્રીતિને કરનારૂ, રાગદ્વેષને પુષ્ટ કરનારૂ, ઘણા લોકોને વિષે લડાઇ, મારામારી, રાજ્યો વચ્ચેનો કલહ, કલેશ, કકાસ, હિંસા ઇત્યાદિને કરાવનારૂ, દુર્ગતિમા પાડ-

નારૂ, દુર્ગતિને વધારનારૂ, જન્મ-મરણને વધારનારૂ, ઘણા કાળનુ સેવેલુ, હમેશા સાથે ચાલ્યુ આવનારૂ અને દુ ખે અંત પામી શકાય તેવુ એ અદત્તાદાન છે

## અદત્તાદાનના નામ

એ અદત્તાદાનના ગુણનિષ્પન્ન ત્રીસ નામ છે —(૧) ચોરવુ, (૨) પરકા ધનને હરવુ, (૩) નહિ આપેલી વસ્તુ લેવી, (૪) ક્રૂર કાર્ય કરવુ, (૫) પારકા દ્રવ્યનો લાભ લેવો, (૬) અસયમ, (૭) પરધનમા ગૃદ્ધ થવુ, (૮) લોલુપી થવુ, (૯) તસ્કરપણું, (૧૦) અપહરણ કરવુ, (૧૧) પરધન હરવામા હાથચાલાકી કરવી, (૧૨) (ચોરી રૂપ) પાપકર્મ કરવુ, (૧૩) ચૌર્ય ભાવ, (૧૪) હરવુ અને ધનની હાનિ કરવી, (૧૫) પરધનને લેવુ, (૧૬) પરધનને છીનવી લેવુ, (૧૭) અપ્રતીતિજનક કાર્ય, (૧૮) પરને પીડાજનક કાર્ય, (૧૯) પરધન લેવા માટેનો ઉદ્યમ, (૨૦) સતાડવુ, (૨૧) વિશેષ પ્રકારે કરીને છુપાવવુ, (૨૨) કુડા તોલ, (૨૩) કુળને કલક લગાડવુ, (૨૪) પરદ્રવ્યનો અભિલાષ કરવો, (૨૫) (રાજ તરફથી કષ્ટ આવે ત્યારે) દીનતા દર્શાવવી, (૨૬) વિનાશકારક વ્યસન, (૨૭) પરધનની અભિલાષા અને મેળવેલા ધન માટેની મૂર્છા, (૨૮) પામેલા ધનની તૃષ્ણા અને નહિ પામેલા ધનની વાચ્છના, (૨૯) કર્મને હાકવા માટે માયા કપટ, (૩૦) પારકી નજર ચુકાવીને ચોરી કરવી. એ પ્રમાણે અદત્તાદાનના ૩૦ નામ છે, અને તે ઉપરાત અદત્તા-દાનના દુષ્ટ કર્મના બીજા અનેક નામો જાણવા

**ચૌર્યકર્મ કરનારાઓ.**

હવે ત્રીજા દ્વારમા ચોરીનું કર્મ કોણ કરે છે તે દર્શાવે છે-ચોર, તસ્કર, પરદ્રવ્યહારક, ચોરીના ધંધાદારીઓ, ચોરી કરવાની તક સાધનારા, ચોરી કરવામા હિંમતબાજ, તુચ્છ આત્મા, અતિ અસંતોષવાળા, લોભગ્રસ્ત, વચનના આડંબરથી બીજાને ઠગનાર, માયા-પ્રપંચકારક, પરધનને વિષે આસક્ત, સામે થઇને માગનાર, કરજ લઇને ન ચૂકવનાર, બોલ્યુ નહિ પાળનારા, રાજાએ (ચોરીના કામને કારણે) દેશનિકાલ કરેલા, જ્ઞાતિ બહાર કરેલા, જંગલને બાળનાર, ગ્રામઘાતક, નગરના ઘાતક, પથના ઘાતક,છાની રીતે ગામ બાળનાર,તીર્થ જતા જનારાઓને મારનારા, હાથચાલાકી કરનારા, બીજાને છેતરીને ચોરી કરનારા, જુગારી, માડવીના રખવાળ, સ્ત્રી ચોર, પુરૂષ ચોર, ખાતર પાડનારા, ગંઠીછોડા, સામા માણસને મારીને ધન હરનારા, ઠગારા, હઠ કરીને ધન લેનારા, સામા માણસને બહુ માર મારીને લૂટનારા, છુપા ચોર, ગાયો ચોરનારા, ઘોડા ચોરનારા, દાસી ચોરનારા, એકલા ચોરી કરનારા, ચોરને સંતાડનારા, ચોરને ભોજનાદિ આપે-પહોચાડે તેઓ, ચોરની પાછળ છાના રહેનારાઓ, સાથનો ઘાત કરનારા, વિશ્વાસના વચન બોલી ધન લેનારા, બીજાને મોહ પમાડવા વિશ્વાસના વચન બોલનારા, રાજનિગ્રહથી લૂટનારા (બહારવટીયા), એ રીતે ચોરી અને પરધનનું હરણ કરવાની બુદ્ધિના ભેદે કરીને અદત્તાદાન લેનારાઓ અનેક પ્રકારના છે

નાર, દુર્ગતિને વધારનાર, જન્મ-મરણને વધારનાર, ઘણા કાળનું સેવેલુ, હમેશા સાથે ચાલ્યું આવનાર અને દુખે અત પામી શકાય તેવુ એ અદત્તાદાન છે

## અદત્તાદાનના નામ

એ અદત્તાદાનના ગુણનિષ્પન્ન ત્રીસ નામ છે —(૧) ચોરવુ, (૨) પરકા ધનને હરવુ, (૩) નહિ આપેલી વસ્તુ લેવી, (૪) ક્રૂર કાર્ય કરવુ, (૫) પારકા દ્રવ્યનો લાભ લેવો, (૬) અસયમ, (૭) પરધનમા ગૃદ્ધ થવુ, (૮) લોલુપી થવુ, (૯) તસ્કરપણું, (૧૦) અપહરણ કરવુ, (૧૧) પરધન હરવામા હાથચાલાકી કરવી, (૧૨) (ચોરી રૂપ) પાપકર્મ કરવું, (૧૩) ચૌર્ય ભાવ, (૧૪) હરવુ અને ધનની હાનિ કરવી, (૧૫) પરધનને લેવુ, (૧૬) પરધનને છીનવી લેવુ, (૧૭) અપ્રતીતિજનક કાર્ય, (૧૮) પરને પીડાજનક કાર્ય, (૧૯) પરધન લેવા માટેનો ઉદ્યમ, (૨૦) સતાડવુ, (૨૧) વિશેષ પ્રકારે કરીને છુપાવવું, (૨૨) કુડા તોલ, (૨૩) કુળને કલક લગાડવુ, (૨૪) પરદ્રવ્યનો અભિલાષ કરવો, (૨૫) (રાજા તરફથી કષ્ટ આવે ત્યારે) દીનતા દર્શાવવી, (૨૬) વિનાશકારક વ્યસન, (૨૭) પરધનની અભિલાષા અને મેળવેલા ધન માટેની મૂર્છા, (૨૮) પામેલા ધનની તૃષ્ણા અને નહિ પામેલા ધનની વાચ્છના, (૨૯) કર્મને ઢાકવા માટે માયા કપટ, (૩૦) પારકી નજર ચુકાવીને ચોરી કરવી એ પ્રમાણે અદત્તાદાનના ૩૦ નામ છે, અને તે ઉપરાત અદત્તાદાનના દુષ્ટ કર્મના બીજા અનેક નામો જાણવા

## ચૌર્યકર્મ કરનારાઓ

હવે ત્રીજા દ્વારમા ચોરીનું કર્મ કોણ કરે છે તે દર્શાવે છે –ચોર, તસ્કર, પરદ્રવ્યહારક, ચોરીના ધધા દારીઓ, ચોરી કરવાની તક સાધનારા, ચોરી કરવામા હિમતબાજ, તુચ્છ આત્મા, અતિ અસતોષવાળા, લોભ ગ્રસ્ત, વચનના આડબરથી બીજાને ઠગનાર, માયા-પ્રપચકારક, પરધનને વિષે આસક્ત, સામે થઈને નાસનાર, કરજ લઈને ન ચૂકવનાર, બોલ્યું નહિ પાળનારા, રાજાએ (ચોરીના કામને કારણે) દેશનિકાલ કરેલા, જ્ઞાતિ બહાર કરેલા, જગલને બાળનાર, ગામઘાતક, નગરના ઘાતક, પથના ઘાતક,છાની રીતે ગામ બાળનાર,તીર્થ જતા જાત્રાળુઓને મારનારા, હાથચાલાકી કરનારા, બીજાને છેતરીને ચોરી કરનારા, જુગારી, માડવીના રખવાળ, સ્ત્રી ચોર, પુરુષ ચોર, ખાતર પાડનારા, ગઠીછોડા, સામા માણુસને મારીને ધન હરનારા, ઠગારા, હઠ કરીને ધન લેનારા, સામા માણસને બહુ માર મારીને લૂટનારા, છૂપા ચોર, ગાયો ચોરનારા, ઘોડા ચોરનારા, દાસી ચોરનારા, એકલા ચોરી કરનારા, ચોરને સતાડનારા, ચોરને ભોજનાદિ આપે- પહોચાડે તેઓ, ચોરની પાછળ છાના રહેનારાઓ, સાથનો ઘાત કરનારા, વિશ્વાસના વચન બોલી ધન લેનાર, બીજાને મોહ પમાડવા વિશ્વાસના વચન બોલનારા, રાજનિગ્રહથી લૂટનારા (બહારવટીયા), એ રીતે ચોરી અને પર ધનનું હરણુ કરવાની બુદ્ધિના ભેદે કરીને અદત્તાદાન લેનારાઓ અનેક પ્રકારના છે

**પરધનલોભી રાજાઓ**

વળી પારકા દ્રવ્યને વિષે જેઓ અવિરતિ છે (જેમને પચ્ચખાણ નથી), જેઓ અત્યંત સમર્થ છે અને પરિગ્રહવાળા છે, તેવા રાજાઓ પારકા ધનને વિષે આસક્ત હોઇ, પોતાના દ્રવ્યને વિષે અસંતુષ્ટ રહ્યા થકા, બીજા રાજાઓના દેશનો વિનાશ કરે છે તેઓ પારકા ધનને વિષે લોભાઈને હાથી ઘોડા રથ પાયદળ એવી ચતુરંગી સેના સહિત અને નિશ્ચયવાળા-યુદ્ધમાં શ્રદ્ધાવાળા પ્રધાન સુભટો સહિત, "હું પહેલો લડવા જઉં" એવા અહંકાર સહિત પ્રયાણ કરીને પદ્મવ્યૂહ, શકટવ્યૂહ, શૂચિવ્યૂહ, ચક્રવ્યૂહ, ગરૂડવ્યૂહ ઈત્યાદિ વ્યૂહોમાં સૈન્યની સ્થાપના કરે છે અને સામાના લશ્કરને પોતાના લશ્કરથી ઘેરી લે છે તથા હારેલાના ધનને હરી લે છે બીજા યોદ્ધાઓ રણભૂમિને મોખરે પોતાની મેળે જઈને સંગ્રામમાં પ્રવેશ કરે છે (આ યોદ્ધાઓ સંગ્રામમાં કેવી રીતે જાય છે તે કહે છે) તેઓ કવચ આદિને સજ્જ કરે છે, તૈયાર થાય છે, માથે વસ્ત્રનો સખત પટ બાંધીને, હાથમાં શસ્ત્રો તથા તલવાર ધારણ કરીને, દેહ ઉપર લોહમય બખ્તર પહેરે છે, ચામડાના કવચથી શરીરને ઢાંકે છે, લોહનો કંસુવો પહેરે છે, કાંટાવાળું કવચ પહેરે છે, તીરના ભાથા છાતી ઉપર ગળા સાથે ઉંચા બાંધે છે, પોતાને હાથે રણમાં જવાને માટે શસ્ત્રાઓની વિશેષ રચના કરે છે, કઠોર ધનુષ્યને હર્ષપૂર્વક હાથમાં ધારણ કરે છે, અતિ તીખા બાણનો વરસાદ વરસાવે છે, વરસાદની ધારાની પેઠે બાણોની પ્રચંડ વૃષ્ટિથી

છવાયલા માર્ગમા પ્રવેશ કરે છે વળી આકાશમા અનેક ધનુષ્ય-બાણુ-તલવારો-ત્રિશળો-બરછીઓ ઉછળી રહી છે તેમા યોદ્ધાઓ ડાબે હાથે ઢાલ લઇને, મ્યાનમાથી જળ-હળતી તલવારો બહાર કાઢીને પ્રહાર કરવા પ્રવૃત્ત થાય છે ભાલા, બાણ, ચક્ર, ગદા, કોહાડા, મૂશળ, હલ, ત્રિશળ, લાકડી, ભીંડિમાલ (એક જાતનું છરા જેવું હથિયાર), મોટા ભાલા, પટ્ટીશ, ચામડે વટિંલો પત્થર, ઘણ, મુઠ્ઠી પ્રમાણ પાષાણ, મુદ્દગર, ભોગળ, ગોફણુના ગોળા, ટક્કર, ભાથા, કુવેણી (મગધ દેશનુ એક જાતનુ શસ્ત્ર), આમનરૂપી શસ્ત્ર, તલવાર, ઇત્યાદિ જળહળતા શસ્ત્રો શત્રુ પ્રત્યે તેઓ ફેંકે છે ત્યારે આકાશ વીજળીના પ્રકાશની પેઠે કાન્તિમાન બને છે વળી રણભૂમિને વિષે શખ, ભેરી, દુદુભિ, તૂરીના સ્પષ્ટ ધ્વનિથી અને પડહ વાગવાથી જે ગભીર શબ્દો થાય છે તેથી શૂરાઓ હર્ષિત થાય છે અને એ ભયકર અવાજથી કાયરો બીહે છે હાથી, ઘોડા, રથ, સુભટ ઉતાવળે ચાલવાથી જે રજ ઉડે છે તેનાથી છવાયલા અત્યત અધકારથી કાયર જનોના નેત્ર અને હૃદય આકુળવ્યાકુળ બની જાય છે શિથિલપણે કરીને ચચળ એવા શિખરવાળા મુકુટો, કિરિટો, કુડલો, નક્ષત્રમાળા (કઠમા પહેરવાનું આભરણ)થી શોભતા અને વિજયધ્વજ, વૈજયન્તી પતાકા, વીંઝાતા ચામર તથા છત્રોવાળા (સુભટો) પણ ગહન અધકારમા ડૂબી જાય છે ઘોડાનો હણહણાટ, હાથીનો ગુલગુલાટ, રથનો ધણધણાટ, પાયદળ લશ્કરનો "હર-હર" એવો ધ્વનિ, ખભા ઉપર ભુજાનો થાપોટો, સિહના જેવો

નાદ, દાત પીસીને કરેલો સીત્કાર, દીન સ્વર, સિંધુડા રાગ જેવો આનંદ શબ્દ, કંઠમાંથી કાઢેલો ધ્વનિ, મેઘના જેવી રૌદ્ર ગર્જના, એડી સાથે હુમલાનો તેમજ રોષનો થતો કકળાટ, એવા પ્રકારનો કોલાહલ યુદ્ધભૂમિમા થઈ રહે છે અતિ ક્રોધથી સુભટોના વદન રૌદ્ર-બીહામણા બની જાય છે, તેઓ દાતે કરીને નીચેના ઓઠને કરડે છે, અને દઢ પ્રહાર કરવાને તેમના હાથ સાવધાન બને છે અતિ ક્રોધવશતાથી તેમના ફાટેલા નેત્રો અત્યત લાલ બની જાય છે વૈરદૃષ્ટિથી અને ક્રોધની ચેષ્ટાથી તેમને કપાળમા ત્રિવલી (ત્રણ રેખાઓ) પડે છે અને ભ્રૂકુટી વાકી બની જાય છે શત્રુને મારવાના અધ્યવસાયે કરીને હજાર-હજાર મનુષ્યનુ બળ-પરાક્રમ તે સુભટોના શરીરમા સ્ફુરાયમાન થાય છે વેગવાન ઘોડાઓ જોતર્યા છે એવા રથ ઉપર બેસીને દોડતા જોદ્ધાઓ આવીને દક્ષતાપૂર્વક પ્રહાર કરીને જીતે છે અને તેઓ હર્ષે કરીને બેઉ હાથને ઉંચા કરતા અટ્ટહાસ્ય કરે છે તથા અનેક માણસો કકળાટ કરે છે આયુધ, ઢાલ અને બખ્તરથી સજ્જ થએલા ગર્વિષ્ટ તથા પ્રપચી યોદ્ધાઓ વૈરીના હાથીઓને મારવા અથવા હાથ કરવા ઇચ્છતા સામસામા લડી પડે છે, અને યુદ્ધકળાનો ગર્વ ધરાવનારાઓ મ્યાનમાથી તલવાર કાઢીને ક્રોધપૂર્વક શિઘ્ર ગતિથી મોખરે આવી પ્રહાર કરી વૈરીના હાથીની સૂંઢને તથા વેરીના હાથને છેદે છે, બાણુના સખ્ત પ્રહારથી ઘવાયેલા અને બીજા હથીયારોથી છેદાયલા એવા હાથી વગેરેના વહેતા રૂધિરથી રણભૂમિના માર્ગો પર ચીકણો

કાદવ થઈ રહ્યો છે, જેને પાસામા વાગેલા ઘાથી રૂધિર સ્રવે છે અને આનરડા બહાર નીકળી ગયા છે એવા યોદ્ધાઓ વિકળ બનીને તરફડે છે, મર્મસ્થાને વાગેલા સખ્ત ઘાથી મૂર્છિત થઈને ભૂમિપર રોળાય છે અને નિશ્ચેષ્ટ પડયા છે રણભૂમિમા કરૂણાજનક વિલાપના સ્વરો સભળાય છે, મરણ પામેલા યોદ્ધાઓ, ભમતા ઘોડા, મત્ત થએલા હાથી, ભયભીત થએલા મનુષ્યો, મૂળમાથી ભાગી ગએલી ધ્વજા પતાકાઓ, ભાગેલા રથ, માથુ કાપી નાખેલા હાથીના કલેવરો, હથીયારો, આભરણો અને ઘરેણા ઇત્યાદિ વિખરાયલા પડયા છે મસ્તક વિનાના ધડો નાચી રહેલા છે, ભયકર કાગડાના અને મુડદાઓમા લોલુપી બનેલા ગીધના ટોળા ભમતા હોવાથી ગાઢ અધકાર છવાઈ રહ્યો છે, પૃથ્વીને કપિત કરનારા દેવો જેવા ગજાઓ પ્રત્યક્ષ સ્મશાન જેવા અત્યત ભયકર બીહામણા અને કષ્ટે કરી પ્રવેશ કરી શકાય તેવા સગ્રામના ગહન સ્થાનમા પારકા ધનની વાચ્છના કરીને પ્રવેશ કરે છે

**પરધન હરનારા ચોરો**

બીજા પગપાળા ચોરના સમૂહ, ચોરના ટોળાને પ્રવર્તાવનાર સેનાપતિ, અટવીના વિષમ પ્રદેશમા રહેનારા, કાળા-નીલા-રાતા-પીળા અને સફેદ એવા સેકડો પ્રકારના ચિન્હપટ બાધનારાઓ ધનના લોભથી પારકા દેશને હણે છે

**ચાચીયા**

(હવે સમુદ્રના ચોરોની વાત કહે છે ) રત્નાકર સમુદ્ર જે હજારો તરગોની માળાથી ઉછળી રહ્યો છે

આકુળ-વ્યાકુળ થએલુ વહાણુ ડોલે છે તથા તેમાના મુસાફરો ( વહાણમા પાણી દાખલ થઇ જવાના ભયથી) કકળાટ કરે છે પાતાળકલશમા રહેલા વિપુલ વાયુના વેગથી ઉછળતા સમુદ્રના પાણીના કણથી અધકાર ફ્લાઇ ગયો છે વાયુએ કરી વિક્ષુબ્ધ થએલા પાણી સાથે અત્યત ઉજળા ફીણ ઉડવાને લીધે સમુદ્રના અટ્ટહાસ્યનો ભાસ થાય છે પાણીના મોજા ત્વરિત ગતિએ સર્વ દિશાએથી આવીને વાયુથી ક્ષુબ્ધ થતા કાઠાની સાથે અથડાય છે ક્ષુબ્ધ થએલો જળસમૂહ આગળ વહે છે અને કાંઠા પર અથડાતા પાછો પોતાને સ્થાનકે વળે છે ગગ દિ મહા-નદીના વેગવાળા પાણીના પ્રવાહથી જે ભરાય છે,જે અત્યત ગભીર હોઇ ઉંડાણુ જાણી શકાતું નથી, જેમા પાણીના મોટા વમળ પડે છે, ઉડા પેસે છે, ઉંચા ઉછળે છે અને નીચે પડે છે, જે એટલી ઉતાવળી ગતિએ જાય છે કે અતિ કઠોર સ્પર્શથી અથડાઈ એ પ્રચડ વ્યાકુળ થએલા પાણીના ભાગ થઈ જાય છે તેવા તરગ અને કલ્લોલથી વ્યાપ્ત સમુદ્રમા મોટા મગર મચ્છ, કાચબા, મહોરગ ( મચ્છની જાત ), સુસુમાર, હિસક જળચર પ્રાણી ઈત્યાદિ માહોમાહે પ્રહાર કરવાને ધસે છે અને તેવા અસખ્ય ભયકર જળચરો પાણીના સમૂહમા કાયર જનોના હૃદયને કપાવે છે, ભયકર શબ્દે કરીને ઘણો ભય ઉપજાવે છે ઉપદ્રવના ઠામરૂપ, ત્રાસ ઉપજાવનાર, આકાશની પેઠે પાર ન પમાય તેવો, આલબનરહિત, ઉત્પાતથી ઉત્પન્ન થએલા પવનના યોગથી અત્યત વેગવાળા તથા ઉપરાઉપરી ઉછળતા તરગોથી યુક્ત, ગર્વયુક્ત, અતિ વેગ

વાળો, દૃષ્ટિમાર્ગને આચ્છાદનો, કોઈ સ્થળે ગભીર, કોઈ સ્થળે વિસ્તીર્ણ, ( મેઘની પેઠે ) ગાજતો, ગુંજારવ કરતો, કડાકા કરતો ( આકાશમાના કડાકાની પેઠે ), કોઈ ભારે પદાર્થ પડવાથી થતા અવાજના જેવો ધ્વનિ કરનો, લાબા કાળ સુધી દૂરથી સભળાતો એવો ગભીર ઘુઘવાટ કરતો સમુદ્ર છે અને તેમા મુસાફરી કરનારાઓના માર્ગમા કોપિત થએલા યક્ષ, રાક્ષસ, કુષ્માડ, પિશાચ વગેરે હજારો ઉપસર્ગો તથા ઉત્પાત ઉત્પન્ન કરે છે, અને તેમનો માર્ગ અવરોધે છે તે વ્યતર દેવોને શાન્ત કરવાને માટે વહાણવટીઓ બલિદાન, હોમ, ધૂપ, રૂધિરનું બલિદાન, પૂજન-અર્ચન, વગેરે કરવામા યત્નશીલ રહે છે સઘળા યુગના અતિમ યુગ ( પ્રલયકાળ ) સરખી ઉપમાને યોગ્ય સમુદ્રનો અત બહુ દુષ્કર છે ગગાદિક મહાનદીનો સ્વામી (સાગર) અત્યત ભયકર દેખાય છે દુ ખે સેવાય તેવો, જેમા પ્રવેશવુ દુષ્કર છે તેવો, દુ ખે ઉતરી શકાય તેવો, દુ ખે આશ્રય લઈ શકાય તેવો અને ખારા પાણીથી ભરેલો, એવા સમુદ્રમાં ઉંચા કરેલા ઢાળા સઢવાળા, ત્વરાથી ચાલે તેવા વહાણમા બેસીને, દૂર દૂર જઈને, પરદ્રવ્યને હરનારા, અનુકપારહિત તથા પરલોકના ભયથી રહિત ચોર લોકો વહાણવટીઓના વહાણને ભાગે છે અને તેમને લૂટે છે

**ચોરીના સ કટ.**

ગામ, આગર, નગર, ગામડુ, ખેડ, મડપ, દ્રોણમુખ ( જળ-સ્થળનો માર્ગ ), પાટણ, આશ્રમ, વણીકાવાસ, દેશ ઈત્યાદિમા રહેતા ધનિક લોકોને ચોર લોકો હણે છે કઠણ

હૈયાના અને નિર્લજ્જ ચોર લોકો બીજાઓને લૂટે છે અને આર્યોને ઉપાડી જાય છે એ દારૂણ મતિવાળાઓ અને દયા-રહિત ચોરો પોતાનાઓને પણ હણે છે, ઘર ફોડીને ખાતર પાડે છે, ઘરમા રાખેલું-દાટેલુ ધન-ધાન્ય-દ્રવ્ય ચોરી જાય છે વળી તેવા નિર્દય ચોરો દેશના લોકોને મારે છે-કૂટે છે પારકુ દ્રવ્ય હરવાની આખડી વિનાના અને અણદીધુ દ્રવ્ય લેવાની મતિવાળા લોકો પરદ્રવ્યની શોધ કરવાને કાળે અને અકાળે ઠેર ઠેર ભટકે છે ચિતાઓમા બળતા રૂધિરાદિથી ભરેલા મુડદાને કાઢીને, રૂધિરથી ખરડેલા મુખ વાળી ડાકણો તે મુડદાને ખાય છે તથા તેમાનુ લોહી પીએ છે, એવા ભયકર શ્મશાનમા કે જ્યા શિયાળીયા ભયાનક શબ્દ કરે છે, ઘુવડો ઘોર ઘુઘવાટ કરે છે, પિશાચો અપ્રકટ રહીને કહકહાટ કરે છે તથા અટ્ટહાસ્ય કરે છે, એ પ્રકારે બીહામણા-અરમણીય, અતિ દુર્ગંધયુક્ત અને સૂગ ઉત્પન્ન કરે તેવા શ્મશાનમા, વનમા, સૂના ઘરમા, પત્થરની ખાણોમા, માર્ગની વચમા આવતા હાટાદિમા, પર્વતની ગુફામા, સિહાદિ હિસક જાનવરોના નિવાસવાળા વિષમ સ્થાનોમા, ક્લેશ પામતા ટાઢતાપથી સુકાયલા શરીરવાળા તથા કાતિરહિત બનેલા ચોર લોકો નરક-તીર્યંચના ભવમા ભોગવવા પડતા દુખોની પરપરાને અને (ચોરીના) પાપ કર્મોને એકઠા કરે છે મિષ્ટ ભોજન અને પાણી જેને દુર્લભ છે અને જે ભૂખ તથા તરસથી દુઃખ પામે છે, તે ચોર લોકો માસ, મુડદાલ માસ, કદ મૂળ અને જે કાઇ મળે તેનો આહાર કરી લે છે અને ઉદ્વિગ્ન તથા ભયથી ધડકતા

તથા આશ્રયરહિત સ્થિતિમા વનમા વાસ કરી રહે છે વન સેકડો સર્પોથી વ્યાપ્ત હોઈને ક્ષયની આશકાવાળા તથા અપયશકારી ભયકર ચોર લોકો " કોનું ધન હરૂ ? " " આજેજ દ્રવ્ય હરૂ " એમ એકઠા થઈને ગુપ્ત મત્રણા કરે છે ઘણા લોકોના કાર્યકરણમા વિઘ્ન ઉત્પન્ન કરનારા, મદમત્ત–પ્રમાદી–સૂતેલા–વિશ્રામ કરતા–એવાના છિદ્ર જોઈ અવસરે હણનારા અને કષ્ટ તથા ઉત્સવને સમયે ચોરી કરવાની બુદ્ધિવાળા, ચોર લોકો નહોરવાળા જાનવરોની પેઠે લોહીની અભિલાષા રાખતા ભમ્યા કરે છે રાજાની મર્યાદાને લોપનારા, સારા માણસોથી નિંદાયલા, પોતાના કર્મે કરીને પાપકર્મના કરનારા, અશુભ પરિણામવાળા, દુખ ભોગવનારા, હમેશા અસમાધિયુક્ત તથા મેલા મનવાળા, ઇહલોકમા ક્લેશને પામનારા તથા પરદ્રવ્યને હરનારા મનુષ્યો સેકડો દુખોને પામે છે

### ચોરીના ભયાનક ફળ

કેટલાકો પારકા દ્રવ્યને શોધતા રાજપુરૂષોથી પકડાય છે ત્યારે તેમને માર પડે છે, બધાય છે, અટકમા રખાય છે, તુરત નગરમા ફેરવાય છે અને તેને કોટવાળને સોપ રામા આવે છે કોટવાળ તેને ફોસલાવીને મીઠે વચને મનાવે છે, (અને જો તે ન માને–તો) તેને આમજેગ વસ્ત્રના ગોલીટાના પ્રહાર કરવામા આવે છે, નિર્દય કોટવાળ કઠોર વચને તેની તર્જના કરે છે, તેનુ ગળુ પકડીને કૈકે છે, એવી રીતે દીન બની ગએલાઓને કેદખાનામા દાખલ

ઠરવામા આવે છે, જે કેદખાનુ નરક સરખુ છે ત્યા પણ રખેવાળના પ્રહારો, અગ્નિના ડામ, તિરસ્કાર, કડવા વચન, ભયકર ધમકી ઈત્યાદિથી લાચાર થવું પડે છે વળી ત્યા પહેરવાના વસ્ત્રો ખેચી લેવામા આવે છે, પહેરવાના વસ્ત્રા મેલા અને કકડે કકડે સાધીને બનાવેલા મળે છે, અને કોટવાળને લાચ આપીને પણ તેની પાસેથી વસ્ત્રાદિની વધુ સગવડ તે કેદ પુરાયલાઓ માગે છે કોટવાળના પહેરેગીરો તેમને નાના પ્રકારના બધને બાધે છે તે બધનો કેવા છે? લાકડાની હેડ, લોખડની બેડી, વાળની રાશ-દોરડુ, કુદડક (લાકડાના દડને છેડે બાધેલું દોરડુ), ચામડાનુ દોરડુ, લોહની સાકળ, લોઢાની હાથબેડી, ચામડાના પાટા, પગની ડામણુ, ઈત્યાદિ અનેક પ્રકારના દુ ખ ઉપજાવનારા બધને કરી તેમને કોટવાળના પહેરેગીરો ગાઢ સ કોડાવીને અને અગોપાગ મરડીને બાધે છે એ મહાપુણ્ય જીવોને કાષ્ટ-યત્રમા, કમાડ વચ્ચે અને લોહપિજરમા ઘાલી મારે છે, ભોયરામા પૂરે છે, અધારા કૂવામા ઉતારે છે, ખીલા-ધૂમરા અને (રથના) પૈડા સાથે મજબૂત બાધે છે, થાભલા સાથે બાધે છે, ઉધે માથે બાધે છે, એ પ્રકારે પીડા ઉપજાવતા તેમને મારે છે વળી તેમની ગરદન મરડીને નીચી વાળીને માથાને છાતી સાથે બાધે છે, તેમને ધૂળમા દાટે છે, તેમના ફડકતા અને નીસાસા નાખતા હૃદયને-છાતીને ભીંસીને બાધે છે, તેમના માથાને ચામડાથી વીંટે છે, તેમની જાગને ચીરે છે, કાષ્ઠયત્રે કરીને તેમના ઘુટણને બાધે છે, તપાવેલા લોહના સળીયાથી ડામ

દે છે, સોય ઘોંચે છે, લાકડાની પેઠે છોલે છે, એ પ્રમાણે તેમને પીડા ઉપજાવે છે, ખાર, લીંબડો, મરચા વગેરે તેમના નાકમા ઘાલે છે એમ એકઠો પ્રકારના કષ્ટો તેમને પમાડવામા આવે છે છાતી ઉપર મોટુ લાકડુ મૂકીને તેમને કષ્ટ આપવામા આવે છે, પછી લાકડાને આઘુ પાછુ કરીને તે વડે તેમના હાડ-પાસળા ભાગવામા આવે છે વળી તેમને ગળે બાધે છે, લોહના દડ વડે છાતી, પેટ, ગુદા, પૂઠ ઉપર પ્રહાર કરી તેમને પીટે છે, હૃદયને મર્દે છે, અને તેમનાં અંગોપાગને ભાગી નાખે છે ઉપરીના હુકમથી કેટલાક સેવકો નિરપરાધીને પણ શત્રુભાવથી જમની પેઠે પીડે છે તે મદભાગી અદત્તનું હરણ કરનારાઓને ચપેટા મારે છે, ચામડાના દોરડાથી મારે છે, લોહના સળીયાથી મારે છે, નાના-મોટા ચામડાના ચાબૂકથી મારે છે, નેતરની સોટીથી મારે છે એ પ્રકારે સેકડો પ્રહારથી અગોપાગે માર સહન કરતા બાપડાઓ લબડી ગએલી ચામડીવાળા અને ઘાથી પીડા પામતા છતા ચોરીના પાપને છોડતા નથી અનેક પ્રકારના શસ્ત્રે કરીને માર પડવાની, લોહમય બેડીના બધને ગાત્ર બધાવાની અને ભગાવાની, શરીરની હાજત બધ કરવાની ઇત્યાદિ બહુવિધ વેદના એ પાપી જનો પામે છે એ રીતે મોકળી ઇંદ્રિયોવાળા, વિષયાસક્ત, અતિ મોહમુગ્ધ, પરધનમા લુબ્ધ, સ્પર્શેન્દ્રિયના વિષયમા અને સ્ત્રીમા તીવ્ર આસક્તિવાળા, સ્ત્રીના રૂપ-શબ્દ-રસ-ગધમા મનોવાછનાવાળા, ભોગની તૃષાવાળા અને ધન હરવામા આનદ માનનારા, એ બધા ચોરી કરવાના

અજાણ માણસોને રાજાના સેવકોની પાસે લઈને તેમને સોંપવામા આવે છે

તે રાજસેવકો કેવા છે ? વધશાસ્ત્રના પાઠક, અન્યાયના વ્યસની, તેવા કર્મો કરનારા, લાચ લેનારા, કૂડ-કપટ કરનારા, વેશ-ભાષા બદલો કરનારા, માયા-કપટથી ઠગવામાં સાવધાન, અનેક પ્રકારે અસત્ય બોલનારા, પરલોકના વિચારથી વિમુખ, નરકગતિએ જનારા એ રાજકિંકરોની આજ્ઞાથી ચોર લોકોના દુષ્ટાચરણની સજા તુરત નગરમા જાહેર કરવામા આવે છે નગરમા ત્રણ માર્ગનો ચોક, ચાર માર્ગનો ચોક, અનેક માર્ગનો ચોક, રાજમાર્ગ, સામાન્ય માર્ગ હોય છે, તેની વચ્ચે નેતરનો સોટો, લાકડી, કાષ્ટદડ, ડાંગ, દડુકો, મૂઠી, લાત, પગની પાની, ઘુટણ, કોણી વગેરેના પ્રહારે કરી ચોરના શરીરના ગાત્રો ભાગવામા-મર્દવામા આવે છે તે વખતે એ અઢાર પ્રકારના ચૌર્ય કર્મ કરનારાના અગોપાગ ભાગી જવાથી તેઓ પીડા પામે છે, કરૂણાજનક સ્થિતિમા આવી પડે છે, તૃષાથી હઠ-હોઠ-તાળવુ અને જીભ સુકાઈ જવાથી પાણીની યાચના કરે છે, જીવવાની આશા નાશ પામે છે એવા તૃષાતુર રાક બાપડા પાણી પણ પામતા નથી, ત્યારે તે ચોર લોકોને કોઈ પાણી પાવા આવે તો રાજપુરૂષો તેમને પાણી પાતા અટકાવે છે કઠીન બધને બાધેલા, ક્રૂર રીતે પકડી રાખેલા, નાસી ન જાય તે માટે હાથે બાધેલા, ટુકુ કપડુ પહેરાવેલા, મારી નાખવા માટેના નિશ્ચય રૂપે કઠમા રાતા કરેણના ફૂલની

માળા દોરડાની પેઠે પહેરાવેલા, મરણના ભયથી શરીરે પરસેવાથી રેબઝેબ બનેલા જાણે કે શરીરે તેલ ચોપડયુ હોય, રાખે ખરડેલા જેવા દેખાતા શરીરવાળા, ધૂળથી ભરેલા દેખાતા કેશવાળા જાણે માથે કસુબો લગાડયો હોય, જીવવાની આશાથી રહિત બનેલા, વિકળપણે ડોલતા, હણવાને માટે લઈ જવામા આવતા હોવા છતા પ્રાણ-શ્વાસોશ્વાસ ઉપર પ્રીતિવાળા તે ચોર લોકોને તલ-તલ જેવા છેદ કરવામા આવે છે, તેથી વહેતા લોહીથી તેમનુ શરીર ખરડાય છે, તેમના માસના નાના-નાના ટુકડા કરી તેમને ખવડાવે છે, પાપી જનો ચામડાના થેલામા પત્થર ભરી તેમને મારે છે, વાયુની પેઠે ન અટકાવી શકાય તેવા સ્ત્રીપુરૂષોના અને નગરજનોના ટોળા તેમની સાથે તેમને જોતા જોતા ફરે છે વધ કરવા માટે યોગ્ય વસ્ત્રો પહેરા-વીને તેમને નગરની વચમા ફેરવવામા આવે છે, તે ગાઢ-દીન ચોર લોકોના વિનાશનો નિવારનાર કોઇ નથી, તેઓ શરણરહિત છે, અનાથ છે, બધવરહિત છે, સ્વજનોથી ત્યજાયલા છે, આસપાસ જુએ છે (પોતાને કોઈ છુકાવનાર છે કે નહિ એવા ભાવથી જુએ છે), મરણના ભયથી ઉદ્વિગ્ન થએલા છે તેમને વધસ્થાને પહોચાડે છે, શૂળીએ ચડાવે છે, દેહને વિદારે છે, તેમના અગોપાગને કાપે છે, વૃક્ષની ડાળે બાધે છે, ત્યારે તેઓ દીન વચને વિલાપ કરે છે વળી કેટલાક ચોરોના ચાર અગ (બે હાથ અને બે પગ) બાધીને તેમને પર્વતની ટોચ પરથી નીચે ગબડાવે છે ત્યારે તેઓ બહુ ઉંચેથી પડવાથી વિષમ

પત્થર સાથે કુટાય છે બીજાઓને હાથીના પગ હેઠળ ચગદવામા-મર્દવામા આવે છે વળી પાપી અધિકારી જનો કેટલાક ચોરોના અઢારે અંગો ખંડિત કરે છે, કેટલાકને બુઠ્ઠા કોહાડે કરી મારે છે, કેટલાકના કાન-હોઠ-નાક કાપે છે, કેટલાકની આંખો-દાંત-વૃષણ-જીભને છેદે છે, કેટલાકના કાન તથા મસ્તક કાપી નાખે છે, અને વધભૂમિ પર લઈ જઈને તલવારથી ટુકડા કરી નાખે છે કેટલાકને દેશપાર કરવામા આવે છે, કેટલાકના હાથ પગ કાપી નાખીને છોડવામા આવે છે, કેટલાકને મૃત્યુ સુધી બાંધી મૂકવામા આવે છે કેટલાક પરદ્રવ્યહરણમા લુબ્ધ લોકોને હાથ પગમાં બેડી પહેરાવીને કારાગૃહમા પૂરી રાખવામા આવે છે એ પરદ્રવ્યહારી જનોને તેમના સ્વજનો ત્યજી દે છે, મિત્રો તેમનો તિરસ્કાર કરે છે, તેઓ નિરાશ બની જાય છે, અનેક લોકોના ધિક્કારના શબ્દોથી લજવાય છે, છતા તે નિર્લજ્જ બની ગયા હોય છે ક્ષુધાથી પીડાતા, તાપ-ટાઢની આકરી વેદના સહન કરતા, વિરૂપ મુખવાળા, કાન્તિહીન શરીરવાળા, અફળ ગએલા મનોરથવાળા, મેલથી ભરેલા દેહવાળા, દુબળા, ગ્લાનિ પામતા, ખોખો કરતા, કુષ્ટાદિ વ્યાધિ પામતા, ઉદરરોગ થી પીડાતા અંગોવાળા, નખ-કેશ-દાઢી-મૂછ-રોમાદિ જેના વધેલા છે તેવા, પોતાના મળ-મૂત્રમા રગદોળાતા ચોર લોકો ત્યાજ-કારાગૃહમા જ મૃત્યુને નહિ ઇચ્છતા છતા મરણ પામે છે પછી તેમના હાથ-પગ બાંધીને કારાગૃહમાથી તેમને બહાર ઘસડી કાઢે છે અને ખાઈમા ફેંકી દેવામા આવે છે, જ્યા વરૂ,

કૂતરા, શિયાળ, કુક્કર, બિલાડાના ટોળા, સાણસા સરખી ચાચવાળા પક્ષીઓના વૃંદ આવીને સેંકડો મુખો-ચાંચોએ કરીને એ ચોરોના મુડદાના અંગોપાંગ ભેદીને ચુંથે છે કેટલાકના દેહમાં કીડા પડે છે લોકો તેમને અનિષ્ટ વચને કરી શ્રાપ દે છે અને "સારૂં થયું, ભલે એ પાપી મૂઓ," એમ બોલીને કેટલાક લોકો હર્ષિત થાય છે, અને મરી ગયા છતા તે ચોર લોકો બીજાઓને લજ્જાના કારણ રૂપ બને છે

## પરધન ભગ્નાગની દુર્ગતિ

વળી મૂઆ પછી ઘણા વખત સુધી તેમના સ્વજનોને પણ તેઓ લજ્જાના કારણરૂપ બને છે મરણ પામ્યા પછી તેઓ પરલોકમા નરકને વિષે ઉપજે છે અશુભમના નરકના બળતા અંગારાની ઉષ્ણ અને અતિશય શીત વેદના વગેરે સતત કષ્ટો અશાતા વેદનીય કર્મ ઉદય આવવાને લીધે તેઓ સેંકડો ગમે સહન કરે છે તે નરકથી નીકળીને વળી પાછા તીર્યંચ યોનિમા ઉપજે છે અને ત્યા પણ નરકના જેવી વેદનાઓ ભોગવે છે પછી અનંત કાળે તે જીવો કદાચ મોટે કષ્ટે કરી મનુષ્યભવ પામે છે, તો પણ અનેક વાર નરકગતિમા જઈને અને લાખો વાર તીર્યંચપણે જન્મીને પછી મનુષ્યપણું પામે છે મનુષ્યપણે પણ તે જીવો અનાર્ય દેશમા હલકા કુળમા ઉપજે છે અને જો આર્ય દેશમા ઉપજે છે તો લોકબાહ્ય એટલે વર્જવાયોગ્ય તીર્યંચ જેવા. ડહાપણરહિત અને કામભોગને વિષે.

સદા અતૃપ્ત એવા ઉપજે, અને ત્યા પણ નરકના આવર્તન આધે ભવપ્રપચે ફરી જન્મ-મરણના ફેરા કરે, ફરી સસારના આવતન આધે, ધર્મશાસ્ત્રના જ્ઞાનથી રહિત, અનાર્ય, ક્રૂર કમના કરનારા અને મિથ્યાત્વશાસ્ત્રના મતના આદરનારા અને તેઓ એકાત હિંસાની રૂચિવાળા કરોળી યાની જાળની પેઠે કર્મના આવરણથી વીંટાઇને દુ ખ ભોગવે પોતાના આઠ પ્રકારના કર્મના તતુઓના મજબૂત બધને બધાયલા હોઈ તેઓ પરિભ્રમણ કરે છે એવી રીતે નરક-તીર્યંચ-મનુષ્ય અને દેવગતિરૂપ સસારની પરિધિમા પરિભ્રમણ કરે છે

સસારસમુદ્ર

એ સસારસમુદ્રમા જન્મ-જરા-મરણરૂપી ગભીરપણું છે, દુ ખો કરીને પક્ષુબ્ધ એવુ ઘણું જળ છે, સયોગ વિયોગ રૂપી મોજા ઉછળે છે, ચિંતાના પ્રસગો ચોમેર પ્રસરી રહેલા છે, વધ-બધનરૂપી મોટો કલ્લોલ વિસ્તરી રહ્યો છે, કરૂણાજનક શબ્દ-વિલાપ અને લોભનો કલકલ ધ્વનિ અતિશય સભળાઈ રહ્યો છે, અપમાનરૂપ ફીણ ઉઠી રહ્યુ છે, તીવ્ર નિંદા, ઘણા રોગોની નિરતર વેદના, પરાભવ તથા પતન, નિષ્ઠુર વચન, નિભર્ત્સના, એ બધાને ઉપજાવનાર કઠોર કર્મરૂપી પાષાણો કરીને જેને વિષે તરગો ચાલી રહેલા છે, સદા મરણભયરૂપી પાણીની સપાટી જેમા રહેલી છે, ચાર કષાયરૂપી પાતાળકળશોથી વ્યાપ્ત, લાખો ભવરૂપી પાણીના સમૂહનો જ્યા અત નથી, જે ઉદ્વેગકારક છે, જેનો પાર પામી

શકાતો નથી, મોટા ભયને ઉપજાવનાર છે, બીહામણો છે, પરિમાણરહિત છે, જે મહેચ્છા અને મેલી બુદ્ધિરૂપ વાયુ વેગથી ઉછળે છે, આશા-પિપાસારૂપ જે સમુદ્રનુ તળીયું છે, જેમા કામ, રાગ, દ્વેષ, બંધન, અનેક પ્રકારની ચિન્તાની ચિંતા ઇત્યાદિરૂપ પાણીના રજકણ ઉડે છે, તે રજકણથી જ્યા અંધકાર છવાયો છે, જ્યા મોહના આવર્તન અને કામભોગ મંડલાકારે ભ્રમે છે, ઉંડા ઉતરે છે, ઉંચે ઉછળે છે, વળી જે સમુદ્રમા ઉંચે આવી નીચે પડતા અને આમ તેમ દોડતા પાઠીન (મચ્છ) જેવા પાણીના જીવોની પેઠે ગર્ભવાસમા ઉંચે-નીચે પાણીને પડવાપણું રહેલુ છે, જ્યા કષ્ટપીડિત મનુષ્યના રૂદનરૂપ પ્રચંડ વાયુવડે મેલા સંકલ્પ રૂપી તરંગો ચાલી રહ્યા છે, જ્યા વ્યાકુળ તરંગથી પછડાઇને વહેચાઇ જતું અને અનિષ્ટ મહાન મેલથી વ્યાપ્ત જળ પથરાઇ રહેલું છે, પ્રમાદરૂપી રૌદ્ર અને ક્ષુદ્ર હિંસક પ્રાણીઓથી ઉપદ્રવ પામીને ઉઠતા એવા મત્સ્યરૂપી મનુષ્યોના સમૂહો જેમાં આવી રહેલા છે, જેમાના મત્સ્યરૂપી મનુષ્યો અતિ ગૈદ્ર છે, વિનાશ સ્વભાવી છે, ઘણા અનર્થ-અપયશથી યુક્ત છે, જેમા અજ્ઞાનમા ભ્રમતા અને દક્ષ મત્સ્યો રહેલા છે, અનુપશાંત ઇંદ્રિયોવાળા મોટા મગરની ત્વરિત ચેષ્ટાએ કરીને જે સમુદ્ર ક્ષોભ પામી રહેલો છે, જેમા સંતાપરૂપ વડવાગ્નિ (સમુદ્રનો અગ્નિ) નિત્ય અતિ ચપળ-ચંચળ રીતે સળગી રહ્યો છે, અત્રાણ અને અશરણ મનુષ્યો કે જેમને પૂર્વ કર્મના સંચયથી પાપો ઉદય આવ્યા છે તેઓના મોટા દુ:ખોના વિપાકરૂપી વમળ જે સમુદ્રના જળમા

ઘૂમી રહ્યા છે, ઋદ્ધિ-રસ-શાતારૂપી ગારવ-અશુભ અધ્યવસાયરૂપી જલચર વિશેષથી ગ્રહાયલા કર્મથી પ્રતિબદ્ધ થએલા જીવો તેવા સમુદ્રના નરકરૂપી તળીયા તરફ તણાય છે અને તેમા બહુ ખુચી જાય છે, અરતિ-રતિ-ભય-વિષાદ-શોક-મિથ્યાત્વરૂપી પવતોવી તે સાકડો છે, કર્મ બધનરૂપી તેના અનાદિ સતાનો છે, ક્લેશ અર્થાત્ રાગદ્વેષરૂપ કાદવથી ભરેલો હોઈને દુસ્તર છે, દેવ-મનુષ્ય-તીર્યચ-નારકી એ ચાર ગતિમા જવુ એ તેના ચક્રવત્ પરિવ્રત છે અને વિસ્તીર્ણ જળની વેલ છે, હિસા-મૃષાવાદ-અદત્તાદાન-અબ્રહ્મચર્ય-પરિગ્રહનો આરભ કરતા-કરાવતા અને અનુમોદતા બધાયલા આઠ પ્રકારના અશુભ કર્મના સમૂહે કરીને ઘણો ભાર થઈ જતા વિષમ પાણીનો સમૂહ પ્રાણીઓને ડુબાવીને ઉચા-નીચા પછાડે છે એવુ દુલભ તેનુ (સસાર-સમુદ્રનુ) તળીઉ છે, શારીરિક અને માનસિક દુખો પામતા શાતા-અશાતા અને પરિતાપનુ ઉપજવુ એજ ઉચે જવુ અને નીચે પડવુ છે, ચાર ગતિરૂપ, મોટો અને અનત એવો વિસ્તીર્ણ સસારરૂપ સમુદ્ર છે, જેમને સયમની સ્થિતિ નથી, તેમને એ સમુદ્રમા કશુ અવલબન નથી, કશો આધાર નથી, અપ્રમેય (સર્વજ્ઞ વિના કોઇ ન જાણે તેવો) છે, ચોરાશી લાખ-જીવયોનિનું ઉત્પત્તિનુ ગહન સ્થાનક છે, ત્યા અજ્ઞાનરૂપી અધકાર છે, અનતકાળ સુધી નિત્ય ત્રાસ પામતા અને (સાત) ભય અને (ચાર) સજ્ઞાથી યુક્ત જીવો સસારમા પરિભ્રમણ કરે છે

પગ્ધનહારીનો પુનર્જન્મ

ઉદ્વેગવંત નિવાસસ્થાનમાં જ્યાં જ્યાં (જે જે કુળમાં) જીવો આયુષ્ય બાંધે (ઉત્પન્ન થાય), ત્યાં ત્યાં તે પાપકર્મી જીવોને તેમના ભાઈઓ, સ્વજનો, મિત્રો છોડી દે છે, અળખામણા હોઈને તેમનું વચન કોઈ માને નહિ, તેઓ અવિનીત હોય છે, રહેવાનું સ્થાન-આસન-શય્યા-ભોજન ખરાબ હોય છે, શરીર અશુચિયુક્ત હોય છે, શરીરનું સંહનન (શરીરનું બંધારણ), પ્રમાણ, સંસ્થાન (આકાર) અને રૂપ કુત્સિત હોય છે, તેઓમાં બહુ ક્રોધ, માન, માયા, લોભ અને મોહ હોય છે, ધર્મસંજ્ઞા અને સમ્યક્ત્વથી ભ્રષ્ટ હોય છે, દારિદ્રય અને ઉપદ્રવથી પીડાય છે, રોજ પારકાં કામ (ચાકરી) કરનારા હોય છે, આજીવિકાના સાધનથી રહિત રાંક, અને પારકા ભોજનને શોધનારા (ભીખારી) હોય છે, તેઓ દુઃખે કરી આહાર મેળવી શકે છે, અરસ અને વિરસ અલ્પ ભોજન મળવાથી પેટ પણ પૂરું ભરાય નહિ, બીજાના ઋદ્ધિ-સત્કાર-ભોજનાદિ વગેરે વૈભવ જોઈને પૂર્વ ભવે પોતે કરેલા અને ઉદય આવેલા કર્મો-પાપોને તથા તેથી ઉપજેલાં દુઃખોને નિંદે છે, તેઓ દીનતા અને શોકથી દાઝતા દુઃખને ભોગવે છે, તેઓ સત્વથી રહિત, સહાયથી રહિત, શિલ્પ-ચિત્રાદિ કલા-સમયશાસ્ત્ર (ધનુર્વેદાદિ વિદ્યા)ના જ્ઞાનથી રહિત હોય છે અને પશુ સરખા જન્મેલા હોય છે, તેઓ અપ્રતીતિકારી, હંમેશા હલકાં કાર્યો કરીને આજીવિકા મેળવનારા, લોકો વડે નિંદનીય હોય છે અને તેમનો મોહ, [illegible] અભિલાષા ઘણા હોય છે પણ [illegible]

નિષ્ફળ જાય છે, તે આશાપાશથી બધાયલા પ્રાણીઓ જગતમા મુખ્ય મનાતી ધનપ્રાપ્તિ અને કામભોગની પ્રાપ્તિ મેળવવાને માટે બહુ ઉદ્યમ કરે છે, પરન્તુ તેમા નિષ્ફળ થાય છે, રોજ રોજ ઉદ્યમ કરવા છતા મહાકષ્ટે કરીને ધાન્યનો થોડો પણ સગ્રહ કરી શકતા નથી, હમેશા દ્રવ્યથી રહિત, અસ્થિર ધનધાન્ય-ભડાર ના ઉપભોગથી રહિત, કામ-ભોગથી અને સર્વ સુખથી રહિત, અને બીજાની લક્ષ્મી-ભોગોપભોગના સાધનનો આશ્રય શોધનારા હોય છે, તે બાપડાઓ પરવશ-ઇચ્છા વિના દુ ખો ભોગવે છે, સુખ તથા નિવૃત્તિને પામતા નથી, અને અત્યત સેકડો પ્રકારના દુ ખથી દાઝે છે

પરદ્રવ્યના હરણથી જેઓ નથી નિવર્ત્યા, તેઓ અદત્તાદાનનો ફળવિપાક આ લોક અને પરલોકમા અલ્પ સુખ અને બહુ દુ ખ રૂપે ભોગવે છે તે મહા ભયનું કારણ છે, કર્મરૂપી મેલને ગાઢ રીતે ઉત્પન્ન કરે છે તે રૌદ્ર, કઠોર, અશાતાનુ કારણ છે અને હજારો વર્ષે પણ ભોગવ્યા સિવાય ન છૂટાય તેવુ કર્મ છે તે ભોગવ્યેજ છૂટકો થાય છે એ પ્રમાણે શ્રી સિદ્ધાર્થ રાજાના પુત્ર મહાત્મા વીતરાગ મહાવીર સ્વામીએ કહ્યુ છે એ પ્રમાણે આશ્રવ દ્વારનું ત્રીજુ અધ્યયન અદત્તાદાન વિષેનુ સપૂર્ણ થયુ

## અધ્યયન ૪ થુ

### અબ્રહ્મચર્ય

જંબૂ સ્વામી પ્રત્યે સુધર્મા સ્વામી કહે છે કે, હે જંબૂ! હવે હુ આસવદ્વારનુ ચોથુ અધ્યયન અબ્રહ્મચર્ય વિષે સભળાવુ છુ

**અબ્રહ્મચર્યનુ સ્વરૂપ.**

એ અબ્રહ્મચર્ય દેવતા, મનુષ્ય અને અસુર એ બધા લોકને વિષે પ્રાર્થનીય–અભિલષણીય છે, ભારે કીચ્ચડ રૂપ છે, પાતળા કાદવ રૂપ છે, પાશરૂપ છે, માછલા પકડવાની જાળ જેવું છે, સ્ત્રી–પુરૂપ–નપુંસકના લક્ષણ રૂપ છે, તપ–સયમ–બ્રહ્મચર્યને વિઘ્ન કરનાર છે, ચારિત્રનો વિનાશ કરનાર છે, ઘણા પ્રમાદનુ કારણભૂત છે, કાયર અને ખરાબ માણસો તેનુ સેવન કરે છે, સારા મનુષ્યોએ વર્જવાયોગ્ય છે, દેવ લોક–નરક લોક–મનુષ્ય લોક ત્રણે લોકમા તેનું સ્થાન છે, જરા–મરણ–રોગ–શોકને વધારનાર છે, વધ–બધન–વિઘાત છતા તેની લાલસા શાન્ત થતી નથી, દર્શન (સમ્યક્ત્વ) મોહનીય અને ચરિત્ર મોહનીયના કારણરૂપ છે, લાબા કાળથી પરિચિત છે, પરપરાથી ચાલ્યુ આવે છે અને દુ ખે કરીને અત પામી શકાય તેવુ છે

**અબ્રહ્મચર્યના નામ.**

અબ્રહ્મચર્યના ગુણનિષ્પન્ન ત્રીસ નામો કહ્યા છે (૧) અબ્રહ્મચર્ય, (૨) મૈથુન, (૩) ચરત–વિશ્વવ્યાપી,

સસર્ગી–સ્ત્રીપુરૂષના સસર્ગથી ઉપજેલુ, (૫) સેવનાધિકાર–અકાર્યનું સેવન, (૬) સકલ્પ–વિકલ્પનો હેતુ, (૭) બાધા પીડાનો હેતુ, (૮) દર્પકારી (ગવ ઉત્પન્ન કરનાર), (૯) મોહ–અજ્ઞાનનો હેતુ, (૧૦) મનમા સક્ષોભ ઉપજાવનાર, (૧૧) અનિગ્રહ–ઇદ્રિયોને સ્વચ્છદી બનાવનાર, (૧૨) કલેશનો હેતુ, (૧૩) ગુણઘાતનો હેતુ, (૧૪) વિભગ–ગુણ ી વિરાધનાનો હેતુ, (૧૫) વિભ્રમનો હેતુ, (૧૬) અધર્મ આચરણનો હેતુ, (૧૭) શીલનુ વિનાશક, (૧૮) કામગુણ અર્થાત્ શબ્દાદિને શોધનાર, (૧૯) કામસેવા, (૨૦) સ્નેહ ચિતાનો હેતુ, (૨૧) કામભોગમા મરણાત સુધી આસક્ત રાખી અનેક મરણ નીપજાવનાર, (૨૨) વૈરનો હેતુ, (૨૩) છાનુ કર્તવ્ય, (૨૪) છુપાવવાયોગ્ય, (૨૫) ઘણાને મનમાન્યુ, (૨૬) બ્રહ્મચર્યનુ ઘાતક, (૨૭) ગુણનું ઘાતક, (૨૮) ચારિત્રની વિરાધના કરનાર, (૨૯) કામાસક્તિ, (૩૦) કદર્પના ગુણકાય રૂપ સમુચ્ચયે અબ્રહ્મચર્યનાએ ત્રીસ નામ કહ્યા

## અબ્રહ્મચર્ય સેવનારાઓ

હવે અબ્રહ્મચર્યને કોણ સેવે છે, તે કહે છે –વૈમાનિક દેવતાઓ દેવાગનાઓ સાથે મોહમુગ્ધ મતિથી તેનુ સેવન કરે છે ભુવનપતિઓ–અસુરકુમાર, નાગકુમાર, સુવર્ણકુમાર, વિદ્યુત્કુમાર, અગ્નિકુમાર, દ્વીપકુમાર, ઉદધિકુમાર, દિશાકુમાર, પવનકુમાર, સ્થનિતકુમાર એ ૧૦ તેનુ સેવન કરે છે વાણુવ્યતર–આણુપની, પાણુપન્ની, ઇસીવાઈ, ભૂયવાઇ, કદિમ, મહાકદિમ, કુહડ, પયગદેવ, પિશાચ, ભૂત, યક્ષ, રાક્ષસ,

કિન્નર, કિંપુરીસ, મહોરગ, ગંધર્વ એ ૧૬ તીર્છા લોકમા રહેનારા દેવો તેનુ સેવન કરે છે જ્યોતિષી, વૈમાનિક, મનુષ્યગણ, જલચર, સ્થલચર, ખેચર, મોહથી આસક્ત ચિત્તવાળા થાય છે, વિષયતૃષ્ણા સહિત છે કામભોગના તૃષાતુર છે, બળવાન અને મોટી વિષયતૃષ્ણાથી પીડિત થયા છે, વિષયથી ગુથાઈ ગયા છે, અતિ મૂર્છિત થયા છે, અબ્રહ્મચર્યમા ખુચેલા છે, અજ્ઞાન ભાવે કરીને યુક્ત છે, દર્શન અને ચારિત્ર મોહનીય કર્મરૂપી પિંજરમા પુરાયા છે

**અબ્રહ્મચારી ચક્રવર્તી.**

હવે અબ્રહ્મચર્ય સેવનારાઓ વિષે વિસ્તારથી કહે છે તેઓ અન્યોઅન્ય કામભોગનુ સેવન કરે છે ભુવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષી, વૈમાનિક દેવતાઓ, તીર્યંચ અને મનુષ્ય કામભોગમા આસક્તિથી ચિત્ર-વિચિત્ર ક્રીડા કરે છે વળી દેવ તથા રાજાઓને પૂજનિક એવો ચક્રવર્તી પણ અબ્રહ્મચર્યને સેવે છે ( હવે એ ચક્રવર્તીની ઋદ્ધિ આદિનું વર્ણન કરે છે ) જેવી રીતે દેવતાઓ દેવલોકમા વિરાજે છે તેવી રીતે ચક્રવર્તી ભરતક્ષેત્રમા વિરાજે છે એ ભરતક્ષેત્રમા પર્વતો, નગર, વણિકવાસ, જનપદ (દેશ), પુર, જળ-સ્થળના પથ, માટીના કોટવાળા ગામ, ગામડા, મડંપ-(દૂર-દૂર આવેલા ગામ), સંવાહ-(ધાન્યાદિના સંગ્રહ માટેના કિલ્લા), પાટણ, એવા હજારો સ્થાનો આવી રહેલા છે એવી પરચક્રના ભયથી રહિત પૃથ્વીને એક છત્રે સાગરસહિત ભોગવ્યો ચક્રવર્તી નગરમા સિંહ જેવો, મ

વ્યોમા ઈંદ્ર જેવો, નરવૃષભ જેવો, મરૂભૂમિના વૃષભ જેવો (ભારનિર્વાહક) સમર્થ છે અતિશય રાજતેજ અને લક્ષ્મીએ કરી દેદીપ્યમાન છે (ચન્દ્રની પેઠે) સૌમ્ય છે અને રાજવંશમા તિલક સમાન છે વળી તેના શરીર ઉપર વિધવિધ પ્રકારના મગળ ચિન્હો-લક્ષણો હોય છે, જેવા કે (૧) સૂર્ય (૨) ચન્દ્ર (૩) શખ (૪) ઉત્તમ ચક્ર (૫) સાથીયો (૬) ધ્વજા (૭) જવ (૮) મત્સ્ય (૯) કૂર્મ-કાચબો (૧૦) રથ (૧૧) ભગ-યોનિ (૧૨) ભવન (૧૩) વિમાન (૧૪) અશ્વ (૧૫) તોરણ (૧૬) ગોપુર (ત્રિપોળી) (૧૭) મણિ (ચન્દ્રકાન્તાદિ) (૧૮) રત્ન (૧૯) નદાવત-નવખૂણો સાથીયો (૨૦) મૂશળ (૨૧) હળ (૨૨) સુંદર કલ્પવૃક્ષ (૨૩) મૃગપતિ (સિંહ) (૨૪) ભદ્રાસન (૨૫) સુરૂચિ (એક પ્રકારનુ આભરણ) (૨૬) સ્તૂપ (૨૭) સુંદર મુકુટ (૨૮) મુક્તાવલિ (૨૯) કુડલ (૩૦) હાથી (૩૧) સુંદર વૃષભ (૩૨) દ્વીપ (૩૩) મેરૂ પર્વત (૩૪) ગરૂડ (૩૫) પર્ણ-ધ્વજ વિશેષ (૩૬) ઈંદ્ર-સ્થભ (૩૭) દર્પણ (૩૮) અષ્ટાપદ-દ્યૂત રમવાનો બાજોઠ (૩૯) ધનુષ્ય (૪૦) બાણ (૪૧) નક્ષત્ર (૪૨) મેઘ (૪૩) સ્ત્રીની કટિમેખલા (૪૪) વીણા (૪૫) ધોસરૂં (૪૬) છત્ર (૪૭) માળા (૪૮) દામણી (૪૯) કમડળ (૫૦) કમળ (૫૧) ઘટા (૫૨) સુંદર વહાણ (૫૩) સોમ (૫૪) સમુદ્ર (૫૫) કુમુદનુ વન (૫૬) મગર (૫૭) હાર (૫૮) ઘાઘરો (૫૯) ઝાઝર (૬૦) પર્વત (૬૧) નગર (૬૨) વજ્ર (૬૩) કિન્નર (૬૪) મોર (૬૫) રાજહંસ (૬૬) સારસ (૬૭)

ચકોર (૬૮) ચક્રવાકનુ જોડુ (૬૯) ચામર (૭૦) ખેટક (એક પ્રકારનુ આયુધ) (૭૧) સતાર (૭૨) સુંદર વીંજણો (૭૩) લક્ષ્મીનો અભિષેક (૭૪) પૃથ્વી (૭૫) ખડ્ગ (૭૬) અકુશ (૭૭) નિર્મળ કળશ (૭૮) ભૃગાર (એક પ્રકારનુ વાસણુ) (૭૯) શરાવલાનો સપુટ ઇત્યાદિ જૂદા જૂદા પ્રશસ્ત પુરૂષલક્ષણોને ધારણ કરનારા એ ચક્રવર્તી હોય છે બત્રીસ હજાર રાજાઓ તેમની પાછળ પાછળ ચાલતા હોય છે ચોસઠ હજાર સુંદર યુવતીઓના તે નયનાભિરામ છે–; આખોને ઠારનારા છે તે સ્ત્રીઓની કાન્તિ લાલ છે, કમળના ગર્ભ સરખો તેમનો ગૌર દેહ છે, કોરટ પુષ્પની માળા ગળે ધારણ કરે છે, ચપાના ફૂલ અને કસોટીના પત્થર ઉપર તપાવેલા સોનાની રેખા કરી હોય તેના જેવો તેમના શરીરનો વર્ણ છે, સર્વ અવયવો સુઘટિત હોવાથી તેમના અગ સુંદર હોય છે મોઘા અને મોટા નગરમા ઉપજતા વિધવિધ રગરાગ એ ચક્રવર્તીઓ ભોગવે છે મૃગચર્મને કેળવીને બનાવેલા અને વૃક્ષની છાલનુ સૂતર બનાવી તેમાથી વણેલા વસ્ત્રો પહેરે છે ચીનદેશમા નીપજેલા રેશમના પટકુળો ધારણ કરે છે કમર પર કટિસૂત્ર પહેરીને અગને શણગારે છે વળી તેઓ અગને મધુર સુગધો કસ્તુરી ઇત્યાદિના ચૂર્ણોથી સુવાસિત કરે છે મસ્તક ઉપર સુંદર–સુગધી પુષ્પોનો શણગાર કરે છે નિપુણ કારીગરોએ તૈયાર કરેલા અલકારો જેવા કે સુખદાયિની માળા, કકણ, બાહુબધ, બેરખા, ઇત્યાદિ શરીરે ધારણ કરે છે, કઠમા એકાવલિ હાર પહેરીને છાતીને શોભાવે છે, બેઉ પાસે લટકતા

ઉત્તરીય વસ્ત્રને સુંદર રીતે ધારણ કરે છે, સુવર્ણની-પીળા રંગની વીંટીથી આંગળીને શોભાવે છે એવી ઉજ્જવલ વેશ-રચનાએ કરીને વિરાજમાન તેઓ તેજે કરીને સૂર્યની પેઠે દેદીપ્યમાન દેખાય છે શરદના નવા મેઘના જેવો મધુર, ગભીર અને સ્નિગ્ધ તેમનો શબ્દ હોય છે સમસ્ત રત્નો--ચક્રરત્નાદિ ૧૪ રત્નોના તેઓ સ્વામી છે, નવે નિધિના ધણી છે, તેમના ભંડારો ભરેલા છે, ચારે દિશાના અંત વિભાગ છે જ્યા તે (ચક્રવર્તી) જાય ત્યા ચાર પ્રકારની સેના (હાથી, ઘોડા, રથ, પાયદળ) તેમની પાછળ જાય છે અશ્વપતિ-ગજપતિ-રથપતિ-નર (સેના) પતિ આદિએ કરીને તેમનુ પુષ્કળ લશ્કર છે શરદ્ઋતુના પૂર્ણ ચંદ્ર જેવુ સૌમ્ય તેમનુ વદન છે તેઓ શૂરા છે, ત્રિલોકમા તેમનો પ્રભાવ વ્યાપેલો છે, સુવિખ્યાત છે, સમસ્ત ભારતના અધિપતિ નરેંદ્ર છે પર્વત-વન-કાનન અને ચૂલ હીમવતથી માંડીને સાગરના છેડા સુધી ભરતક્ષેત્રને ભોગવીને જેમણે શત્રુઓને જીત્યા છે, રાજવીઓમા જે સિંહ જેવા છે, તે ચક્રવર્તીઓ પૂર્વે કરેલા તપના પ્રભાવે કરીને સંચિત કરેલુ સુખ હજારો વર્ષના આયુષ્ય સુધી હજારો સ્ત્રીઓની સાથે ભોગવતા, આખા દેશના ઉત્તમ નરો ઉપર અધિકાર ચલાવતા, અનુપમ શબ્દ-સ્પર્શ-રસ-રૂપ અને ગંધનો ઉપભોગ કરતા છતા કામભોગમા અતૃપ્ત રહ્યા થકા મૃત્યુને પામે છે

**અબ્રહ્મચારી બળદેવ-વાસુદેવ.**

વળી બળદેવ અને વાસુદેવ પણ મરણ પામે છે

તેઓ કેવા છે? તેઓ પ્રવર પુરૂષ છે, મોટા બળ-પરાક્રમ વાળા છે, મોટા ધનુષ્યનો ટંકાર કરનારા છે, મહા સત્ત્વ-સાહસના સાગર છે, પ્રતિસ્પર્ધીથી જીતી ન શકાય તેવા છે, ધનુધર છે, પુરૂષોમાં વૃષભ સમાન છે એ રામ (બળદેવ) અને કેશવ (વાસુદેવ) એ બે ભાઈ પરિવાર સહિત છે વસુદેવ, સમુદ્રવિજય આદિ દસ દશાર્હ હૃદયના વલ્લભ છે, પ્રદ્યુમ્નકુમાર, પ્રદીપકુમાર, સાંબકુમાર, અનિરૂદ્ધકુમાર, નૈષધકુમાર, ઉશુકકુમાર, સારણ કુમાર, ગજકુમાર, સુમુખકુમાર, દુર્મુખકુમાર, આદિ યાદવોના સાડા ત્રણ કરોડ કુમારના હૃદયના વલ્લભ છે, તથા દેવી રોહિણી (બલદેવની માતા) અને દેવી દેવકી (કૃષ્ણની માતા) ના હૃદયને આનંદનો ભાવ ઉત્પન્ન કરનારા છે સોળ હજાર પ્રધાન રાજાઓ તેમની પાછળ પાછળ હીંડે છે સોળ હજાર દેવીઓના નયન-હૃદયને વહાલા લાગે છે નાના પ્રકારના મણિ, સુવર્ણ, રત્ન, મોતી, પ્રવાલ, ધન, ધાન્ય વગેરે ઋદ્ધિના સંગ્રહથી તેમના કોષાગાર ભરેલા છે હજારો ઘોડા, હાથી, રથના સ્વામી છે હજારો ગામ, આગર, નગર, ગામડા, મડંબ, દ્રોણમુખ, પાટણ, આશ્રમ, સંવાહ, ભયવર્જિત હોઈને સુખસમાધિ અને આનંદ ભોગવતા વિવિધ લોકોથી ભરેલી પૃથ્વી, સરોવર, નદી, તળાવ, પર્વત, કાનન, આરામ (બગીચા), ઉદ્યાનથી નેત્રને આનંદ આપે છે, એવા અર્ધ ભરતના તે સ્વામી છે દક્ષિણાર્ધ ભરત વૈતાઢ્ય ગિરિથી વિભક્ત થએલો છે અને લવણસમુદ્રથી વિંટાઈ રહેલો છે વળી છ પ્રકારની ઋતુ

એના ગુણકર્મથી તે યુક્ત છે, એવા અર્ધ ભરતના સ્વામી ધૈર્યવત, કીર્તિવત પુરૂષ છે અચ્છિન્ન બળશાળી છે, અતિ બલવત છે, કોઈથી હણાય નહિ તેવા છે, અપરા જિત છે, શત્રુનું મર્દન કરનાર છે, હજાર વૈરીના માનનું મથન કરનાર છે, અનુકંપા સહિત છે, મત્સરરહિત છે, ચપળતારહિત છે, અચંડ-રૂદ્રતાથી રહિત છે, મૃદુ-મંજુલ સ્વરે બોલનારા છે, હસમુખા છે, ગભીર-મધુર વચન ઉચ્ચારનારા છે, જે આવે તેની પ્રત્યે વાત્સલ્યભાવ ધરનારા છે, શરણે આવેલાને રાખનારા છે, સામુદ્રિક લક્ષણ વ્યંજનાદિ ગુણથી સહિત છે, માનોન્માન પ્રમાણ એટલે ૧૦૮ આગળના પ્રમાણે કરીને પરિપૂર્ણ એવા સર્વાંગે સુંદર દેહ છે, ચંદ્રની પેઠે સૌમ્ય આકાર છે, કમનીય-મનોહર છે, પ્રિયકર દર્શન છે, કાર્યને વિષે આળસરહિત-ઉદ્યમી છે, દુ સાધ્યના સાધક છે, આજ્ઞા પ્રમાણે સૈન્યાદિને પ્રવર્તાવનાર છે, ગભીર દર્શનવાળા છે, તાલવૃક્ષના ચિહ્નથી અંકિત ધ્વજા (બળદેવની) અને ગરૂડ પક્ષીના ચિહ્નથી અંકિત ધ્વજા (વાસુદેવની) ને ફરકાવનારા છે, અતિ-બળવત છે (અમારા જેવા કોણ છે? એમ) ગર્જના કરનારા છે, અતિદર્પ-અભિમાનવાળા છે, મૌષ્ટિક મલ્લને ચૂર્ણ કરનાર (બળદેવ) છે, ચાણૂર મલ્લને ચૂર્ણ કરનાર (વાસુદેવ) છે, રિષ્ટ વૃષભના ઘાતક છે, કેસરી સિંહના (અથવા કંસના દુષ્ટ ઘોડાના) મુખને વિદારનારા છે, અતિ દર્પવાન નાગ (જમના નદીમા રહેતા કાલીય નાગ)ના દર્પનુ મથન કરનારા છે, અમલ અને અર્જુન નામના વૃક્ષોને

આગનારા છે, મહાશકુનિ અને [illegible] [illegible] છે, કસના મુકુટના મોડલુહાર (નાગ્નદાર) છે, [illegible] માનનું મર્દન કરનાર છે, વળી શશાંકે કરી સહિત વિરાજમાન છે, અવિરલ-સમાન શશાકાએ કરી સહિત એવો બીજો કોઈ નથી તેવા છે, ચદ્રમડળ સરખી કાન્તિવાળા છે, સૂર્યના કિરણુસમૂહની પ્રસરતા તેને કરીને જાજ્વલ્યમાન એવા અનેક દડાવાળા છત્રે કરીને વિરાજમાન છે, વળી મોટા પર્વતોની ગુફાઓમા વિચરતી નીરોગી ગાયોની પૂંઠે નીપજતા અને નિર્મળ સફેદ વિકસેલા કમળ જેવા ઉજળા ચામરોથી વિરાજમાન છે, (એ ચામરોનુ વિશેષ વર્ણન કરે છે) એ ચામરો રજતગિરિ (ચાદીના પહાડ) ના શિખર જેવા વિમળ છે, ચદ્રના કિરણુ સરખા ઉજળા છે, સ્વચ્છ ચાદી જેવા નિર્મળ છે, પવનથી હોલતા ચચળ પાણીમા નાચતા મોજાએ કરી ક્ષીરોદક સાગરમા જે કલ્લોલ પ્રસરી રહે છે તેના જેવા ચચળ એ ચામર વીંઝાઇ રહે છે, મા ાનસરોવરના વિસ્તારમા વસતી, નિર્મળ વેશ તથા આકારવાળી અને સુવર્ણપર્વતના શિખર ઉપર બેઠેલી હસી ચપળ-શીઘ્ર ગતિએ ઉચે-નીચે ઉડે તેના જેવા એ ચામરો છે, નાના પ્રકારના મણિ-રત્ન, મૂલ્યવાન અને તપાવેલા સુવર્ણથી નીપજાવેલા વિચિત્ર દડથી એ ચામરો શોભે છે એવા પ્રકારના લાલિત્યે કરીને યુક્ત ચામરો રાજ્ય ી લક્ષ્મીના સમુદાયને પ્રકાશિત કરે છે, મોટા નગરોમા નીપજતા અને સમૃદ્ધ રાજાઓ વડે સેવાતા, કાળુ અગર (કાલાગુરૂ) અને શિલારસ

આદિ ચારૂ-સુગંધી દ્રવ્યો જેવા દસ પ્રકરના ધૂપથી સુવાસિત તેમના સ્થાન મઘમઘાટ કરી રહે છે, તેમની બેઉ પાસે ચામરોના સુખકારી શીતળ વાયુથી તેમના અંગ વીંઝાઈ રહે છે, તેઓ અજિત છે, અજિત રથવાળા છે, હાથમા હલ-મુશલ-બાણ (આયુધો)ને ધારણ કરનાર (બલદેવ) છે, (પંચજન્ય) શંખ, (સુદર્શન) ચક્ર, (કૌમુદકી) ગદા, ત્રિશૂળ, નંદનક ખડ્ગને (વાસુદેવ) ધારણ કરે છે, સુંદર, ઉજ્જવલ, ઉત્તમ, વિમળ કૌસ્તુભમણિ હૃદયને વિષે ધારણ કરે છે, ગમનકપગ મુકુટને ધારણ કરે છે વળી કુડલે કરી શોભાયમાન તેમના વદન છે, સફેદ કમળ જેવા તેમના નેત્ર છે, કંઠે એકાવલિ હાર પહેરવાથી તેમના વક્ષસ્થળ શોભે છે, શ્રીવચ્છરૂપી રૂડુ જેમનુ લાછન છે, તેવા તેઓ અતિ યશસ્વી છે સર્વ ઋતુઓના સુગંધી પુષ્પોથી ગ્રથિત લાબી શોભતી વિકસિત વિચિત્ર પ્રકારની વનમાળાયો તેમના વક્ષસ્થળ શોભે છે, જૂદા જૂદા એક-સો ને આઠ પ્રશસ્ત સુદર લક્ષણોથી વિરાજિત તેમના અંગોપાગ શોભે છે મત્ત ઐરાવત હાથીની લીલાયુક્ત ગતિના જેવી તેમની વિલસિત ગતિ છે, કટિસૂત્ર સાથે નીલા (બળદેવ) અને પીળાં (વાસુદેવ) વસ્ત્રો તેઓ પહેરે છે, અને તેજે કરી દીપ્તિમાન છે શરદ ઋતુના નવા મેઘની ગર્જના જેવો મધુર-ગંભીર-સ્નિગ્ધ તેમનો નાદ છે, નરમા સિંહ જેવુ તેમનુ બળ છે અને સિંહ જેવી તેમની ગતિ છે, એવા તેઓ પણ અસ્ત પામ્યા મોટા રાજાઓમા સિંહ સમાન સૌમ્ય, દ્વારામતી નગરીના પૂર્ણ ચંદ્ર (આનંદકારક), પૂર્વ-

કૃત તપના પ્રભાવે કરીને સચેલા સુખો અનેક શત વર્ષોના આયુષ્ય સુધી સ્ત્રીઓ સાથે ભોગવતા છતા, સકળ દેશના પ્રધાન સુખોએ વિલસતા છતા, અનુપમ શબ્દ-સ્પર્શ-રસ-રૂપ-ગંધને અનુભોગતા છતા, તેઓ પણ કામભોગને વિષે અતૃપ્ત રહ્યા થકા મરણ ધનને પામે છે (મૃત્યુ પામે છે)

## અબ્રહ્મચારી રાજાઓ

વળી મંડળીક રાજા સેનાવાળો છે, અંતઃપુરવાળો છે, પરિષદા-પરિવારવાળો છે, પુરોહિત સહિત છે, તેના અમાત્ય-દંડનાયક, સેનાપતિ, મંત્રણા વિષે અને નીતિ વિષે કુશળ છે, નાના પ્રકારના મણિરત્ન, ઘણા ધન-ધાન્યનો સંચય તેના ભંડારમાં ભરેલો છે, તેઓ વિપુલ રાજ્ય લક્ષ્મીને ભોગવતા છતા, અહંકારે ગર્જતા છતા અને બળે કરીને મત્ત છતા કામભોગમાં અતૃપ્ત રહીને મરણ ધમને પામે છે

## અબ્રહ્મચારી જુગલીયા

પુન ઉત્તરકુરૂ-દેવકુરૂના વનવિવરોમાં જે પગે ચાલતા મનુષ્યના સમૂહ છે, તેઓ ભોગે કરી ઉત્તમ છે, ભોગના લક્ષણ-ભોગની રેખાઓને ધારણ કરનારા છે, ભોગે કરીને શોભાયમાન છે, પ્રશસ્ત-સૌમ્ય-પ્રતિપૂર્ણ રૂપે કરીને દર્શન કરવાયોગ્ય છે, સુઘટિત અવયવોએ કરીને સુંદર અંગવાળા છે, લાલ કમળપત્ર જેવા મનોહર તેમના હાથપગના તળીયા છે, રૂડા આકારના કાચબા જેવા તેમના સુંદર ચરણ છે, અનુક્રમે ચડઉતર-સુસંહત તેમની અંગ-

ળીઓ છે, ઉંચા-પાતળા-લાલ અને સ્નિગ્ધ તેમના નખ છે, સુઘટિત-સુશ્લિષ્ટ અને માંસલ તેમની પગની ઘુંટીઓ છે, મૃગલીની જંઘા ઉપર જેમ કુરુવિંદના તૃણના જેવા આવર્તક પડયા હોય તેવી રીતની અનુક્રમે જાડી થતી તેમની જંઘા છે, દાબડાના ઢાંકણાના જેવા સ્વભાવે કરીને માંસલ તેમના ઘુટણ છે, ઉત્તમ મત્ત હાથીના જેવી તેમની વિલાસયુક્ત હીંડવાની ગતિ છે, સુંદર ઘોડાના સરખું તેમનું ગુહ્યાગ છે, જાતવંત ઘોડાના જેવો તેમનો મળરહિત દેહ છે, અને તેમના જેવા તેઓ હર્ષવંત છે, ઉત્તમ ઘોડા અને સિંહથી અધિક વર્તુલાકાર તેમની કટી-કમર છે, ગંગાના અવર્તનપેઠે, દક્ષિણાવર્તની પેઠે, તરંગભંગની પેઠે, સૂર્યકિરણથી જાગૃત થઇને વિકસિત થએલા કમળની પેઠે ગંભીર તથા વિકટ તેમની નાભિ છે, એકઠી બાંધેલી ત્રગડી-નાણુ લંકડીઓના જેવો, મુશળના જેવો, દર્પણના જેવા નિર્મળ કરેલા સુંદર સોનાની બનાવેલી તલવારની મૂઠના જેવો અને વજ્રના જેવો પાતળો તેમનો શરીરનો મધ્ય ભાગ છે સરલ, સુપ્રમાણયુક્ત, અવિરલ, સ્વાભાવિક સૂક્ષ્મ, કાળી, સ્નિગ્ધ-તેજવંત, શોભાયુક્ત, મનોહર, સુકુમાર, અને સુકોમળ એવી તેમની રોમરાજિ છે, મત્સ્ય અને પંખી જેવી સુંદર અને માસલ તેમની કુક્ષી-જઠર દેશ છે, મત્સ્યના જેવું તેમનું ઉદર છે, કમળના જેવી પ્રકટ તેમની નાભી છે, નીચા-નીચા નમતા, સંગત-અંતરરહિત સુંદર, નિર્માણ ગુણયુક્ત, અને સુપ્રમાણયુક્ત-માંસલ-રમણીય તેમના પાસા છે, પૂઠ માંસલ હોવાથી તેમના પૂઠના હાડ બહાર

દેખાતા નથી, કનકના સરખી તેમની કાન્તિ છે, નિર્મળ, રૂડો અને રોગરહિત તેમનો દેહ છે, સોનાની શિલાના તળીયા જેવી, પ્રશસ્ત, અવિષમ, સમાસન, વિસ્તીર્ણ અને પહોળી તેમની છાતી છે, ધૂસરા સરખા, માંસલ, રમણીય અને મોટા હાથના પોંચા છે, સુસંસ્થિત, સુશ્લિષ્ટ, વિશિષ્ટ, મનોજ્ઞ, સુનિચિત-શુભ પુદ્ગલયુક્ત, વિશાળ, દૃઢ અને સુબદ્ધ અસ્થિના સંધી છે, મોટા નગરની ભોગળ સરખી વર્તુંલાકાર તેમની ભુજાઓ છે, નાગરાજનું મોટું શરીર સ્વસ્થાનકથી બહાર નીકળે તેવા રમણીય અને ગોળ અગલા જેવા દીર્ઘ તેમના બાહુ છે, લાલ હથેળીવાળા, મૃદુ, માંસલ, શુભલક્ષણ યુક્ત, પ્રશસ્ત, અછિદ્ર-અવિરલ આંગળીઓથી યુક્ત તેમના હાથ છે, પુષ્ટ, સુંદર અને કોમળ તેમની આંગળીઓ છે, લાલ, પાતળા, પવિત્ર-ચોખ્ખા, રુચિર-સુંદર, સ્નિગ્ધ તેમની આંગળીઓના નખ છે, હાથમાં ચંદ્ર, સૂર્ય, શંખ, ચક્ર, દક્ષિણાવર્ત સાથીયો એ પ્રકારની રેખાઓ છે, સૂર્ય-ચંદ્ર-શંખ-ચક્ર દક્ષિણાવર્ત સાથીઓ એમ જૂદી જૂદી સુંદર હાથ માંહેની રેખાઓ છે, મહીષ, શૂકર-વરાહ, સિંહ, શાર્દૂલ, વૃષભ, હાથી સમાન વિસ્તીર્ણ તેમનો સ્કંધપ્રદેશ છે, ચાર આંગળ પ્રમાણની શંખના સરખી તેમની ગ્રીવા-કોટ છે, યથાવસ્થિત, શોભાયુક્ત મૂછ છે, માંસલ, રૂડી, પ્રશસ્ત, સિંહ સરખી વિસ્તીર્ણ હડપચી છે, ઠમાવેલા શિલાપ્રવાલ તથા પાકા બીંબફળ (ધીલોડાના ફળ) જેવા લાલ નીચેના હોઠ છે, ધોળી, ચંદ્રમાના ટુકડા જેવી સફેદ, નિર્મળ શંખ જેવી, ગાયના દૂધ જેવી, સમુદ્રફીણ જેવી, કુંદના

પુષ્પ જેવી, પાણીના ટીપા જેવી, કમળ જેવી ધોળી દાંતની હાર છે, પરિપૂર્ણ, અસ્ફુટિત, અવિરલ, સુસ્નિગ્ધ, સુજાત, એવા એક એક દાંતની હારની જેવી અનેક દાંતની પંક્તિ છે, અગ્નિથી તપાવેલા નિર્મળ ઉના સુવર્ણના જેવુ લાલ તેમનુ તાળવુ અને જીભ છે, ગરૂડની ચાચ જેવી લાબી, સરલ અને ઉંચી તેમની નાસિકા છે, ખીલેલા પુડરીક-કમળ સરખા તેમના નયન છે, વિકસેલી, સફેદ, પાપણ સહિત તેમની આખો છે, થોડા નમાવેલા ધનુષ્ય સરખી, મનોહર વાદળાની રેખા જેવી કાળી, સચિત, એકસરખી, લાબી, સુંદર તેમની ભ્રમરો છે, સુદર આકારવાળા તેમના કાન છે સુદર શ્રવણપુટ છે, પુષ્ટ અને માસલ ગાલનો પ્રદેશ છે, તાજા ઉગેલા બાલચદ્રના આકારનુ તેમનુ વિશાળ લલાટ છે, ચદ્રમા સરખુ પરિપૂર્ણ સૌમ્ય વદન છે, છત્રના આકારે તેમનુ મસ્તક છે, લોઢાના ઘણ સરખા દઢ-સુબદ્ધ સ્નાયુએ કરી સહિત, ઉન્નત, શિખર સહિત ઘરના જેવુ વર્તુલાકારે તેમનુ મસ્તક છે, અગ્નિમા તપાવેલા નિર્મળ સુવર્ણ જેવો લાલ કેશનો ચાતભાગ તથા મસ્તકની ચામડી છે, શાલ્મલી વૃક્ષના અત્યત પુષ્ટ-કઠીન અને વિદારેલા ફળના જેવા મૃદુ, વિશદ, પ્રશસ્ત, સૂક્ષ્મ, લક્ષણવત, સુગધ-સુમ્ય, સુદર, ભૂજમોચક રત્ન જેવા (કાળા), ભ્રમરા જેવા, નીલ રત્ન જેવા, કાજળ જેવા, હર્ષિત ભ્રમરના સમૂહ જેવા, સ્નિગ્ધ, સમૂહરૂપે અવિખર્યા, વાકા વળેલા, પ્રદક્ષિણાવર્ત લાબા વળેલા, એવા તેમના મસ્તકના કેશ છે, સુનિષ્પન્ન, સુવિભક્ત અને એક બીજાની સાથે સુસગત

એવા તેમના અંગો લક્ષણ અને વ્યંજન ગુણે કરીને યુક્ત છે, પ્રશસ્ત બત્રીસ લક્ષણ ધારણ કરનારા છે, હંસના જેવો, ક્રૌંચ પક્ષીના જેવો, દુંદુભિના જેવો, સિંહના જેવો, મેઘના જેવો, મનુષ્યના સમૂહના સ્વર જેવો તેમનો સ્વર છે, સુસ્વરયુક્ત તેમનો ધ્વનિ છે, વજ્રઋષભનારાચ સંહનનને ધારણ કરનારા છે, સમચતુરસ સંસ્થાને કરી સંસ્થિત છે, કાન્તિમાન તથા ઉદ્યોતવંત તેમના અંગોપાંગ છે, રોગ રહિત તેમના શરીરની ત્વચા છે, કંક પક્ષીના જેવી તેમની (નિર્લેપ) ગુદા છે, પારેવાની પેઠે તેમને આહાર પચે છે (કાંકરા પણ પચી જાય), શકુનિ પક્ષીના જેવા તેમની ગુદાના પાસા છે, જે મલવિસર્જન કરતા ખરડાય નહિ, પદ્મકમળ અને નીલકમળ સરખો તેમના શ્વાસનો ગંધ છે, સુગંધી વદન છે, મનોહર તેમના શરીરમાંના વાયુનો વેગ છે, ગૌરવર્ણીય, સતેજ અને કાળો તેમના શરીરને અનુરૂપ કુક્ષી પ્રદેશ-ઉદર પ્રદેશ છે, અમૃતરસ સરખા ફળનો આહાર કરનારા છે, ત્રણ ગાઉ ઉંચા તેમના શરીર છે, ત્રણ પલ્યોપમની તેમની સ્થિતિ છે, ત્રણ પલ્યોપમનું ઉત્કૃષ્ટ તેમનું આયુષ્ય છે, તેવા એ જુગલીયા પણ કામભોગથી અતૃપ્ત રહ્યા થકા મરણધર્મને પામે છે

(હવે જુગલીયાની સ્ત્રીનું વર્ણન કરે છે) તેમની સ્ત્રી (જુગલણી) પણ સૌમ્યાકૃતિવાળી અને સુનિષ્પન્ન સર્વાંગે કરી સુંદર હોય છે, પ્રધાન સ્ત્રીઓના ગુણે કરીને યુક્ત હોય છે, અતિ કમનીય, વિશિષ્ટ પ્રમાણયુક્ત, સુંવાળા, સુકુમાર, કાચબાના આકારના સુંદર ચરણો તેમને હોય

છે, સરલ, મૃદુ, પુષ્ટ અને અવિરલ તેમની આગળીઓ હોય છે, ઉંચા, સુખદાયી, પાતળા, રાતા, સ્વચ્છ અને સ્નિગ્ધ તેમના નખ હોય છે, રોમરહિત, વર્તુલાકારે, ઉત્તમ, પ્રશસ્ત, લક્ષણયુક્ત, રમ્ય એવી તેમની બે જાંગ હોય છે, સુનિર્મિત અને અદૃશ્યમાન એવા તેમના પગના ઘુટણ છે, માસલ, પ્રશસ્ત અને સુબદ્ધ-સ્નાયુયુક્ત તેમના (અસ્થિના) સંધિ છે, કેળના સ્થંભથી અધિક (સુંદર) આકારવાળા, વ્રણ-રહિત, સુકુમાર, મૃદુ, કોમળ, અવિરલ, એકસરખા, લક્ષણ-યુક્ત, વર્તુલાકાર, માંસલ, પરસ્પર સરખા એવા તેમના સાથળ છે, અષ્ટાપદ તરંગના (એક પ્રકારના જુગારના) પાટલામાની રેખાઓ જેવી રેખાઓથી યુક્ત, પ્રશસ્ત, વિસ્તીર્ણ, પહોળી તેમની કટી-કમર છે, વદનની લંબાઈના પ્રમાણથી બમણો (૨૪ આગળનો), વિશાળ, માસલ, દૃઢ, એવો તેમની કટીનો પૂર્વ ભાગ છે, વજ્રના જેવુ વિરાજિત, પ્રશસ્ત લક્ષણયુક્ત, કૃશ તેમનુ ઉદર-પેટ છે, ત્રિવલીએ કરી નમેલો કૃશ તેમનો મધ્યભાગ છે, સરલ, પ્રમાણોપેત, જાત્વત-સ્વાભાવિક, પાતળી, અખંડ, સતેજ, શોભાયુક્ત, મનોહર સુકુમાર, મૃદુ, અને જુજવી તેમની રોમરાજી છે, ગંગાના આવર્તની પેઠે, દક્ષિણાવર્તની પેઠે, તરંગભંગની પેઠે, સૂર્યના કિરણથી જાગૃત થઇ વિકાસ પામેલા કમળની પેઠે ગંભીર અને વિકટ તેમની નાભી છે, અનુઉપટી, પ્રશસ્ત, સુનિષ્પન્ન અને પુષ્ટ તેમની કુક્ષી છે, નીચા નમતા, અંતરરહિત, સુંદર, નિર્માણ ગુણોપેત, સુપરિમાણયુક્ત, માસલ અને રમણીય તેમના

પામા છે, પૂઠના અસ્થિ અદૃશ્યમાન છે, સોના સમાન કાન્તિમાન, નિર્મળ, સુજાત, રોગરહિત, તેમની ગાત્રયષ્ટી છે, સોનાના કળશના જેવા પ્રમાણયુક્ત, એકસરખા, સુલક્ષણયુક્ત, મનોહર શિખરયુક્ત, સમશ્રેણીયુક્ત, એવા બે વર્તુલાકાર તેમના સ્તન છે, સર્પની પેઠે અનુક્રમવાળા (જાડા-પાતળા), કોમળ, ગાયના પૂછડાની પેઠે ગોળ, એક સરખા, મધ્યભાગે ભિન્ન, નમેલા, રમણીય અને લલિત તેમના બાહુ છે, તાંબા જેવા લાલ નખ છે, હાથના અગ્ર ભાગ માંસલ છે, કોમળ અને પુષ્ટ આંગળીઓ છે, હાથમાની રેખાઓ સતેજ છે, ચંદ્ર, સૂર્ય, શંખ, ચક્ર, સ્વસ્તિક, એવા જૂજવા લક્ષણે કરી વિરાજતી હાથની રેખાઓ છે, પુષ્ટ અને ઉંચી કાખ તથા બસ્તીપ્રદેશ છે, પરિપૂર્ણ પુષ્ટ ગાલ છે, ચાર આંગળના માપની, શંખને આકારે, રેખા સહિત તેમની ગ્રીવા-ડોક છે, માંસલ તથા રૂડા આકારની તેમની હનુવટી-હડપચી છે, દાડમના ફુલ સમાન રાતો, પુષ્ટ, જરા લાંબો, આકુંચિત એવો સુંદર નીચેનો હોઠ છે, દહીં, પાણીના બિંદુ, કુંદના પુષ્પ, ચંદ્રમા, વાસંતીની સુકુમાર કળી સમાન છિદ્રરહિત અને નિર્મળ તેમના દાંત છે, લાલ કમળ અને લાલ પદ્મપત્ર સમાન સુકોમળ તેમનું તાળવું અને જીભ છે, કરેણની કળી સરખી વાંકી, ઉંચી અને સરળ તેમની નાસિકા છે, શરદઋતુના નવકમળ, કુમુદ અને નીલકમળના સમૂહ સમાન, સુલક્ષણયુક્ત, પ્રશસ્ત, નિર્મળ, મનોહર, તેમના નયનો છે, થોડા નમાવેલા ધનુષ્ય સરખી, મનોહર, કાળી વાદળની

રેખાગમી, એક સરખી, સુનિષ્પન્ન, પાતળી, કાળી અને સતેજ તેમની ભ્રમરો છે, સુંદર આકારવાળા, પ્રમાણયુક્ત અને કડા તેમના કાન છે, પુષ્ટ અને સુંવાળા તેમના ગાલ છે, ચાર આગળ જેટલુ વિશાળ તેમનુ લલાટ છે, કાર્તિક માસની પૂર્ણિમાના ચદ્ર સરખુ નિર્મળ, પરિપૂર્ણ ચદ્રમા જેવુ તેમનુ વદન છે, છત્ર સરખુ ઉત્તમાગ-મસ્તક છે, અત્યત કાળા અને સતેજ તથા લાબા તેમના મસ્તકના કેશ છે, બત્રીસ લક્ષણ (ચિહ્ન) જેવા કે, ૧છત્ર, ૨ધ્વજ, ૩સ્તૂપ, ૪દામણી, ૫કમડળ, ૬કળશ, ૭વાવ, ૮સાથીઓ, ૯પતાકા, ૧૦જવ, ૧૧માચલો, ૧૨રથ, ૧૩મકરધ્વજ, ૧૪અક રત્ન, ૧૫થાળ, ૧૬અકુશ, ૧૭અષ્ટાપદનું ફલક, ૧૮સ્થાલિયો (?), ૧૯દેવ અથવા મયૂર, ૨૦લક્ષ્મીનો અભિષેક, ૨૧તોરણ, ૨૨પૃથ્વી, ૨૩મહાસાગર, ૨૪ઉત્તમ ભવન, ૨૫ગિરિવર, ૨૬અરીસો, ૨૭મલપતો હાથી, ૨૮વૃષભ, ૨૯સિહ, ૩૦અને ચામર, એ પ્રમાણે ૩ર લક્ષણોને તેઓ શરીર પર ધારણ કરે છે, હસ સરખી તેમની ગતિ છે, કોયલના જેવી મધુર તેમની વાણી છે, સર્વ જનને કમનીય અને વલ્લભ-પ્રિય છે, ચામડીની કરચલી, સફેદ કેશ, વ્યગ (કુરૂપ અગ), દુષ્ટ વર્ણ, વ્યાધિ, દુર્ભાગ્ય, શોક ઈત્યાદિથી તેઓ રહિત છે, ઉચપણે પુરૂષથી થોડી ઓછી ઉંચી છે, શૃગાર રસના આગાર રૂપ સુદર તેમનો વેશ છે, સુદર સ્તન, જઘન, વદન, હાથ, પગ, નેત્ર, લાવણ્ય, રૂપ, યૌવન એ ગુણે કરીને સહિત છે, નદન વનના વિવરમા એ અપ્સરા ની જેમ પરિભ્રમણ કરે છે, ઉત્તરકુરૂને વિષે મનુષ્ય રૂપે અપ્સર સરખી, આશ્ચર્ય ઉપજાવનારી, દેખવાયોગ્ય (એ જુગ

લણી) ત્રણ પલ્યોપમનુ ઉત્કૃષ્ટ આયુષ્ય પાળીને પણ કામ ભોગને વિષે અતૃપ્ત રહી થકી મૃત્યુધર્મને પામે છે

અબ્રહ્મચર્યના ફળ

મૈથુનસજ્ઞામા ગૃદ્ધ અને મોહ-અજ્ઞાનથી ભરેલા તેઓ વિષયરૂપી વિષની ઉદીરણા કરતા થકા એક બીજાને શસ્ત્રે કરીને હણે છે વળી કેટલાકો પરસ્ત્રીની સાથે પ્રવ ર્તતા બીજાઓથી હણાય છે (એવા દુરાચાર વિષે) વાત જાહેર થતા તેઓના ધનનો અને સ્વજનાદિકનો નાશ થાય છે (રાજા દ્વારા એવો દંડ પામે છે) પરસ્ત્રી થકી જેઓ નિવર્ત્યા નથી, મૈથુનસજ્ઞામા ગૃદ્ધ છે, મોહે ભરેલા છે, તેવા અશ્વ, હાથી, ગોધા, મહીષ, મૃગો કામવ્યાકુળતાથી પરસ્પર મારામારી કરે છે, તેમજ કામી મનુષ્યો, વાદરા અને પક્ષીઓ માહોમાહે વિરોધ કરે છે મિત્ર હોય તે વેરી થાય છે પરદારાગામી મનુષ્યો સિદ્ધાન્તના અર્થને, ધર્મને, સમાચારી-સાધુગુણને કશા લેખામા ગણતા નથી ધર્મના ગુણને વિષે રક્ત એવો બ્રહ્મચારી પરદારાના સેવનથી ક્ષણમાત્રમા ચારિત્રથી ભ્રષ્ટ થાય છે યશવત અને રૂડા વ્રત આચરનારા તેથી અપયશ, અપકીર્તિ, વ્યાધિને વધારે છે, વિશેષ રોગ-વ્યાધિથી પીડા પામે છે, અને બેઉ લોકમા-ઇહ લોકમા તથા પરલો કમા દુરારાધક થાય છે પરસ્ત્રીગમનથી જેઓ નિવર્ત્યા નથી તેમાના કોઇ પરદારાને શોધતા પકડાય છે, હણાય અને બેડીમા રૂંધાય છે એ પ્રમાણે અત્યત મોહ-મુગ્ધતા રૂપ સજ્ઞા મૈથુનનુ કારણ છે અને તેથી પરાભવેલા જીવો

ફુગલિને પામે છે વળી જૂદા જૂદા (અન્યમતિના) શાસ્ત્રોને વિષે પણ સાંભળવામાં આવ્યુ છે કે પૂર્વે (તેજ કારણથી) લોકનો ક્ષય કરનારા યુદ્ધો થયા છે સીતા, દ્રૌપદી, રૂકિમણી, પદ્માવતી, તારા, કાચના, રક્ત સુભદ્રા, અહલ્યા, સુવર્ણ ગુલિકા, કિન્નરી, સ્વરૂપવતી વિદ્યુન્મતિ, રોહિણી ઈત્યાદિ અનેક સ્ત્રીઓને અર્થે સગ્રામો થયેલા સભળાય છે એ પ્રમાણે થયેલા યુદ્ધો અધમના-વિષયના મૂળ છે અબ્રહ્મચર્યને સેવનાર ઇહલોકથી નષ્ટ થાય છે (અપકીર્તિ રોગ આદિને પામે છે) અને પરલોકને વિષે પણ નષ્ટ થાય છે (તે કેવી રીતે ?) મહામોહરૂપી અધકારને વિષે અને ઘોર જીવસ્થાનને વિષે પડીને તેઓ નષ્ટ થાય છે ત્રસ, સ્થાવર, સૂક્ષ્મ, બાદર, પર્યાપ્ત, અપર્યાપ્ત, સાધારણ-અનતકાય, પ્રત્યેક વનસ્પતિમા તેઓ ઉપજે, વળી અડજ (પક્ષી-સર્પાદિ), પોતજ (હાથી આદિ), જરાયુજ (મનુષ્યાદિ), રસજ (મદ્યાદિમા ઉપજતા બેઇંદ્રિયાદિ), સસ્વેદજ (જૂ-માકણાદિ), સમૂર્છિત (દેડકા આદિ), ઉદ્ભિજ્જ (તીડ આદિ), તથા નારકી દેવતામા તેઓ ઉપજે, નરક, તીર્યંચ, દેવતા અને મનુષ્ય એ ચારે ગતિમા જરા, મરણ, રોગ, શોક આદિએ કરી શોકભર્યા સસારમા ઘણા પલ્યોપમ-સાગરોપમ સુધી, અનાદિ-અનત અને દીર્ઘ કાળવાળી એવી ચાર ગતિરૂપ સસાર અટવીમા એ મોહને વશ પડના જીવો વારવાર પરિભ્રમણ કરે છે

અબ્રહ્મચર્યનો ફળવિપાક એવા પ્રકારનો છે અબ્રહ્મચર્ય ઇહલોકમા અને પરલોકમા અલ્પ સુખ આપનાર અને

બહુ દુ ખ આપનારૂં છે, મહા ભયરૂપ છે, ઘણા કર્મરૂપી મેલથી આકરૂં છે, દારૂણ-રૌદ્ર છે, કર્કશ-દુ ખયુક્ત છે, અશાતા ઉપજાવનારૂં છે, હજારો વર્ષે પણ અણભોગવ્યે ન છૂટે તેવુ છે, તે ભોગવ્યેજ છૂટકો-મોક્ષ ન્હેલો છે એ પ્રમાણે શ્રી સિદ્ધાર્થ રાજાના પુત્ર મહાત્મા વીતરાગ મહાવીર સ્વામીએ કહ્યુ છે એ પ્રમાણે આસ્રવદ્વારનુ અબ્રહ્મચર્ય ફળવિપાક વિષેનુ ચોથુ અધ્યયન સપૂર્ણ થયુ

## અધ્યયન ૫ મુ

### પરિગ્રહ

જમ્બૂ સ્વામી પ્રત્યે સુધર્મા સ્વામી કહે છે કે, હે જમ્બૂ! હવે હુ આસ્રવદ્વારનુ પાચમુ અધ્યયન પરિગ્રહ વિષે નિશ્ચયે કરીને જેમ છે તેમ સભળાવુ છુ

#### પરિગ્રહનુ સ્વરૂપ

વિવિધ પ્રકારના મણિ, સુવર્ણ, રત્ન, મૂલ્યવાન (કસ્તુરી આદિ) પરિમલ-સુગધ, પુત્ર-સ્ત્રી-આદિ પરિવાર, દાસીઓ, દાસ, ચાકર, પ્રેષ્ય (કામ પડચે મોકલવા માટેનો ચાકર), ઘોડા, હાથી, ગાય, ભેંસ, ઊંટ, ગધેડા, બકરા, ગાડર, શિબિકા (પાલખી), ગાડા, રથ, યાન (વાહન), યુગ્મ (જુગ્ગ-પાલખી જેવું), સ્યદન (એક પ્રકારનો રથ) (પલગાદિ) શયન, (બાજોઠાદિ) આસન, વાહન,

રાની જૂદી જૂદી ચીજો, ધન, ધાન્ય, પાણી, ભોજન, વસ્ત્ર, ગંધ, (પુષ્પાદિ)માલા, વાસણ, ભવન ઈત્યાદિ વિધવિધ વસ્તુઓને રાજા ભોગવે છે તેમજ બહુવિધ ભરતક્ષેત્ર છે તેમા અનેક પર્વતો, નગર, વાણિજ્યસ્થાન, દેશ, પુર, જલપથ, ધૂળકોટ, ગાન, ગામડા, મડપ, સબાહ, પટ્ટણ આદિ હજારો સ્થાનો આવેલા છે એવા ભરતક્ષેત્રને તેમજ ભયરહિત પૃથ્વીને, એક છત્રે, સા ગર સહિત ભોગવતા છતા રાજાની તૃષ્ણા અપરિમિત (માપ વિનાની) અને અનત રહે છે તેમની સાથે મોટી ને મોટી ઇચ્છારૂપે (વધુ પ્રાપ્ત કરવા રૂપે) પરિગ્રહનુ વૃક્ષ વધવા લાગે છે એ વૃક્ષના નરકરૂપ જાડા મૂળ છે, લોભ, સગ્રામ અને કષાય (ક્રોધ–માન–માયા) રૂપ મોટુ થડ છે, સેંકડો ચિંતારૂપે અતરરહિત વિસ્તીર્ણ શાખાઓ છે, (ઋદ્ધિ આદિના) ગર્વરૂપે વિસ્તારવત ઉપરી અને મધ્ય ભાગની પ્રતિશાખાઓ છે, માયા–કપટરૂપ છાલ, પાંદડા અને નાની ટીશીઓ છે કામ–ભોગરૂપ પુષ્પ–ફળ છે, શરીરનો ખેદ, મનનો ખેદ, કલહ, એ વડે કપતો તેનો શિખરનો ભાગ છે, એવા પરિગ્રહરૂપી વૃક્ષને રાજા પૂજે છે, ઘણા મનુષ્યોના હૃદયને તે વહાલુ છે, અને પરિગ્રહથી મુક્ત થવાનો જે નિર્લોભતારૂપ માર્ગ છે તે માર્ગની અગલારૂપ એ પરિગ્રહરૂપ વૃક્ષ છે

## પરિગ્રહના નામ

એ પરિગ્રહના ગુણનિષ્પન્ન ૩૦ નામો આ પ્રમાણે છે —(૧) પરિગ્રહ, (૨) સચય (એકઠુ કરીને સગ્રહવું),

(૩) ચય (એકઠુ કરવુ), (૪) ઉપચય (મોટો ઢગલો કરી રાખવો), (૫) નિધાન (ભૂમિમા એકઠુ કરી રાખવુ), (૬) સભાર (સારી રીતે ભરી રાખવુ), (૭) સકર (સમિશ્રિત પીંડકરણ), (૮) આદર (આદર સાચે રાખી લેવુ), (૯) પીંડ બનાવવો, (૧૦) દ્રવ્યસાર (દ્રવ્ય લક્ષણનો સાર-તત્ત્વ કાઢી રાખવો), (૧૧) મહેચ્છા, (૧૨) પ્રતિબધ (સ્નેહતુ કા ણ), (૧૩) લોભસ્વભાવ, (૧૪) મોટી યાચના, (૧૫) ઉપકરણ (ઘરવાખરાનો સગ્રહ), (૧૬) સરક્ષણ (શરીરાદિનુ વિશેષ પ્રકારે રક્ષણ), (૧૭) ભારનુ કારણ, (૧૮) અનર્થનુ ઉ પાદન, (૧૯) કલેશનો કરડિયો, (૨૦) ધન ધાન્યનો વિસ્તાર, (૨૧) અનર્થનુ કારણ, (૨૨) સસ્તવ, (ધન સ્વજનાદિનો પરિચય), (૨૩) મનનુ ચાોપન, (૨૪) શરીરનો આયાસ (ખેદ-પરિગ્રહ હેતુપૂર્વક), (૨૫) અવિયોગ (ધનાદિનો ત્યાગ સહજમા ન કરે), (૨૬) અતુપ્તિ (અસંતોષતા), (૨૭) તૃષ્ણા, (૨૮) અનર્થક (પરમાર્થ વૃત્તિની ગહિતતા), (૨૯) ધનાદિનો આસગ, (૩૦) અસતુષ્ટ વૃત્તિ, ઇત્યાદિ ત્રીસ નામો પરિગ્રહના છે

## પરિગ્રહીઓ

(હવે પરિગ્રહ કરનારાઓ વિષે કહે છે) પરિગ્રહ કરનારાઓ મમત્વ મૂર્છાથી ગ્રસ્ત અને લોભગ્રસ્ત હોય છે ભવનપતિ આદિ વિમાનવાસી દેવો પણ પરિગ્રહની રુચિ વાળા અને વિવિધ પ્રકારના પરિગ્રહ કરવાની બુદ્ધિવાળા હોય છે દેવતાઓ જેવા કે અસુરકુમાર, નાગકુમાર, —

કુમાર, વિદ્યુત્ કુમાર, અગ્નિકુમાર, દ્વીપકુમાર, ઉદધિકુમાર, દિશા કુમાર, પવન કુમાર, સ્થનિત કુમાર, વળી (આઠ વ્યંતરો) આણુપન્ની, પાણુપન્ની, ઈસીવાઈ (ઋષિવાદી), ભૂતવાદી, કંદી (કંદિત), મહાકંદિત, કુહંડ (કુષ્માંડ), પતગ, વળી પિશાચ, ભૂત, યક્ષ, રાક્ષસ, કિન્નર, કિંપુરૂષ, મહોરગ, ગંધર્વ, વળી તીર્છા લોકના વાસી પાંચ પ્રકારના જ્યોતિષી દેવો, બૃહસ્પતિ, ચંદ્ર, સૂર્ય, શુક્ર, શનિ, રાહુ, ધૂમકેતુ, બુધ મંગળ, એ બધા તપાવેલા સોના જેવા રક્તવર્ણના ગ્રહ વિશેષો, વળી જે ગ્રહો જ્યોતિષ ચક્રમાં ભ્રમણ કરી રહેલા છે, વળી પરિભ્રમણ કરવામાં રતિવાળા કેતુઓ (ગ્રહો), અઠાવીસ પ્રકારના નક્ષત્ર દેવતાના સમૂહ નાના પ્રકારના સંસ્થાને કરીને સ્થિત તારા, અવસ્થિત-નિશ્ચળ દીપ્તિવાળા તારા જેઓ મનુષ્ય ક્ષેત્રની બહાર ફરે છે, જેઓ ક્ષણ માત્રનો વિસામો નહિ લેતા તિર્યગલોકની ઉપરના ભાગમાં જ્યોતિષચક્રમાં ફર્યા કરે છે, ઉર્ધ્વલોકના વાસી બે પ્રકારના વૈમાનિક દેવો, (૧) સૌધર્મ (૨) ઇશાન (૩) સનત્કુમાર (૪) મહેન્દ્ર (૫) બ્રહ્મલોક (૬) લાંતક (૭) મહાશુક્ર (૮) સહસ્રાર (૯) આનત (૧૦) પ્રાણત (૧૧) આરણ (૧૨) અચ્યુત, એ બાર કલ્પોપન્ન દેવતાનો સમૂહ, ગ્રૈવેયક અને અનુત્તર વિમાની એ કલ્પાતીત દેવતા, આ દેવો મહર્દ્ધિવંત છે, દેવોમાં ઉત્તમ છે, એ ચાર પ્રકારના દેવતાઓ પરિષદ (પરિવાર) સહિત છે, પણ તેઓ મમતા કરે છે (પરિગ્રહ રાખે છે) (હવે તેમના પરિગ્રહની વસ્તુઓ કહે છે) ભવન, વાહન, યાન (શકટાદિ), વિમાન,

શયન (પલગાદિ), આસન, નાના પ્રકારના વસ્ત્ર, ભૂષણ, ઉત્તમ હથીયારો, નાના પ્રકારના-પાચ વર્ણના મણિરત્નોનો દિવ્ય સચય, વિવિધ પાત્રો, સ્વેચ્છાએ કરીને નાના પ્રકારના રૂપ વિકુર્વે (ઉત્પન્ન કરે) તેવી અપ્સરાઓનો સમૂહ, દ્વીપ, સમુદ્ર, દિશાઓ, વિદિશાઓ, ચૈત્યો (મદિર અથવા વૃક્ષો), વનખડો, પર્વત, ગામ, નગર, આરામ, ઉદ્યાન, કાનન (મોટા વન), કૂવા, સરોવર, તળાવ, વાવ, દીર્ધિકા (મોટી વાવ), દેવના દહેરા, સભા, પરબ, તાપસના આશ્રમ, આદિ ઘણા પદાર્થોનો પરિગ્રહ રાખતા, ભારે વિસ્તીર્ણ દ્રવ્યનું મમત્વ રાખતા, દેવ-દેવીઓ અને ઇંદ્રો પણ તૃપ્તિ કે તુષ્ટિ (સતોષ) પામતા નથી તેઓની બુદ્ધિ અત્યત લોભે કરીને પરાભવેલી છે વળી હિમવત, ઇક્ષુકાર, વૃત્ત પર્વત, કુડલ પર્વત, રૂચક, માનુષોત્તર પર્વત, કાલોદધિ, લવણસમુદ્ર, ગગાદિક નદી, પદ્મ આદિ દ્રહ, રતિકર પર્વત, અજનક પર્વત, દધિમુખ પર્વત, અવપાત પર્વત ( દેવ ઉતરે તે ), ઉત્પાત પર્વત ( જે દ્વારા ભવનપતિ મનુષ્ય ક્ષેત્રમા આવે છે ), કાચનગિરિ, વિચિત્ર પર્વત, જમક પર્વત, શિખરી પર્વત, ઇત્યાદિ પર્વતોના કૂટને વિષે વસતા દેવો પરિગ્રહ ધારતા છતા તૃપ્તિ પામતા નથી તેવીજ રીતે વર્ષધર પર્વતના દેવ અને અકર્મભૂમિના દેવ પણ તૃપ્તિ પામતા નથી વળી કર્મભૂમિમા જે જે દેશ રૂપ વિભાગો છે તેમા જે મનુષ્યો, ચક્રવર્તી, વાસુદેવ, બલદેવ, માડલિક રાજા, યુવરાજ, પટ્ટબધ, સેનાપતિ, ઇબ્ભ (જેની પાસે એટલું દ્રવ્ય હોય કે જેથી ઉભો હાથી ઢકાઈ

જાય તે), શેઠ, શેઠીયા (દેશનો અધિકારી), પુરોહિત, કુમાર, દંડનાયક, માડંલિક (દેશના સીમાડાના રાજા), સાર્થવાહ, કૌટુંબિક (કુટુંબના મોટા), અમાત્ય, ઇત્યાદિ બીજા જે અનેક મનુષ્યો વસે છે તે બધા પરિગ્રહને કરનારા છે (આ પરિગ્રહ કેવો છે?) એ પરિગ્રહ અંતરહિત છે, શરણરહિત છે (આપત્તિમાથી છોડાવે તેવો નથી), દુઃખમય અંતવાળો છે, અધ્રુવ છે, અનિત્ય છે, અશાશ્વત (ક્ષણે ક્ષણે વિનાશ સ્વભાવવાળો) છે, પાપકર્મના મૂળરૂપ છે, (વિવેકીએ) નહિ કરવાયોગ્ય છે, વિનાશના મૂળ રૂપ છે, અત્યંત વધ-બંધ-કલેશના કારણરૂપ છે, અનંત સંકલેશ (દુઃખ) ના કારણરૂપ છે, ધન-ધાન્ય-રત્નાદિનો સમૂહ કરતા છતા લોભથી ગ્રસ્ત થએલાઓ સંસારમા પરિભ્રમણ કરે છે એ સંસાર સર્વ દુઃખોના નિવાસસ્થાન રૂપ છે

### પરિગ્રહના કારણ

પરિગ્રહ સેવવાને અર્થે ઘણા મનુષ્યો સેંકડો પ્રકારના શિલ્પ (વિજ્ઞાનાદિ) ની (ચિત્રાદિ) કળાઓ શીખે છે, નિપુણ લેખકો લખવાની, પક્ષીઓ વગેરેના શબ્દ શકુનની, ગણિતાદિની બહોતેર કળાઓ શીખે છે, સ્ત્રીઓની રતિની ઉપજાવનારી ચોસઠ કળાઓ શીખે છે, (રાજાદિકની) સેવાને અર્થે શિલ્પકળા, તલવારની (યુદ્ધની) કળા, લેખનકળા, ખેતીની કળા, વ્યાપારની કળા, વ્યવહાર શાસ્ત્ર, અર્થશાસ્ત્ર, ધનુર્વિદ્યા, ખડ્ગાદિની મૂઠ પકડવાની કળા, વિધવિધ મંત્ર પ્રયોગ (વશીકરણાદિ), અને બીજા અનેક પ્રકારના કળા–

વિદ્યા વગેરે-પરિગ્રહ કરવાના કારણરૂપ ધધા જીવન સુધી તેઓ કર્યા કરે છે વળી એ મદ બુદ્ધિના મનુષ્યો પરિગ્રહ સેવવાને અર્થ પ્રાણીઓનો વધ કરે છે, જૂઠુ બોલે છે, માયા-પ્રપચ કરે છે, સારી વસ્તુમા નઠારી વસ્તુ ભેળવીને આપે છે, પારકા દ્રવ્યને લેવાનો લોભ કરે છે, પોતાની અને પારકી સ્ત્રીના સેવનથી શરીર અને મનનો ખેદ પ્રાપ્ત કરે છે, (વચનવડે) કલહ, (કાયાએ કરી) ભાડણ-ઝગડો, વૈર, અપમાન, અને કદર્થના પામે છે ઇચ્છા અને મહેચ્છા રૂપી સેકડો તૃષાઓએ કરીને તરસ્યા, તૃષ્ણા (અપ્રાપ્ત વસ્તુની) એ કરી લોભગ્રસ્ત, અને આત્માના અનિગ્રહ વાળા મનુષ્યો નિદનીય ક્રોધ, માન, માયા અને લોભ કરે છે વળી પરિગ્રહથીજ નિશ્ચયે (માયા આદિ) શલ્ય, (ત્રણ) દડ, (ત્રણ) ગર્વ, (ચાર) કષાય, (ચાર) સજ્ઞા, (પાચ) કામગુણ, (પાચ) આસવકર્મ, (પાચ) ઇંદ્રિયવિકાર, (ત્રણ અપ્રશસ્ત) લેશ્યા, સ્વજન સચોગની મમતા, સચિત્ત -અચિત્ત દ્રવ્યનુ મિશ્રણ, ઇત્યાદિ પ્રાપ્ત કરવાની ઇચ્છા ઉપજે છે

## પરિગ્રહના ફળ.

તીર્થંકર ભગવાને કહ્યુ છે કે દેવતા, મનુષ્ય અને આસુરાદિ લોકમા લોભથી ઉપજેલા પરિગ્રહ જેવો બીજો કોઇ પરિગ્રહ નથી, પાશ નથી, પ્રતિબધ નથી સર્વ લોકમા સર્વ જીવોને પરિગ્રહ વળગેલો છે પરિગ્રહથી ગ્રસેલા જીવો પરલોકમા નષ્ટ થાય છે (સુગતિને પામતા નથી) અને

અજ્ઞાનરૂપી અધકારમા મગ્ન થાય છે મહામોહનીય (ચારિત્ર મોહનીય)થી મૂર્છિત થએલી મતિવાળા એ જીવો લોભને વશ થઈ રહેવાથી મહા અજ્ઞાનના અધકાર રૂપ ત્રસ-સ્થાવર-સૂક્ષ્મ-બાદર-પર્યાપ્ત-અપર્યાપ્ત એવા જીવ નિકાયમા દીર્ઘ કાળ સુધી પરિભ્રમણ કરે છે એવા પરિગ્રહનો ફળવિપાક આ લોકમા અને પરલોકમા અલ્પ સુખ અને બહુ દુ ખ રૂપ છે તે મહાભયનુ કારણ છે, કર્મ રૂપી રજને ગાઢ રીતે ઉત્પન્ન કરે છે, તે દારૂણ છે, કઠોર છે, અશાતાકારક છે અને હજારો વર્ષ સુધી ભોગવ્યા સિવાય ન છુટાય તેવુ કર્મ છે એ પ્રમાણે સિદ્ધાર્થ રાજાના પુત્ર મહાત્મા વીતરાગ મહાવીર સ્વામીએ પરિગ્રહનો ફળ વિપાક કહ્યો છે એ પ્રમાણે આસવદ્વારનું પાચમુ અધ્યયન પરિગ્રહના ફળવિપાક વિષેનુ સપૂર્ણ થયુ

## આસ્રવ દ્વારનો ઉપસહાર.

એ પ્રમાણે પાચ આસવો કર્મરૂપી રજથી જીવને મલિન કરે છે, અને સમયે સમયે જીવને ચાર ગતિના કારણ રૂપ સસારમા રખડાવે છે જે અનત અધર્મયુક્ત અને અકૃતપુણ્ય જીવો ધર્મને સાભળતા નથી અને સાભળીને પ્રમાદ કરે છે, તેઓ સર્વ ગતિમા ભટકે છે બહુ પ્રકારે ઉપદેશ પામ્યા છતા મિથ્યાદષ્ટિ અને બુદ્ધિહીન અને નિકાચિત કર્મથી બધાયલા મનુષ્યો ધર્મને સાભળ્યા છતા આચરે નહિ સર્વ દુ ખોનો અત લાવનારા, ગુણમા મધુર એવા જિનવચન રૂપી ઔષધ આપ્યા છતા જેઓ તે પીવાને

ઇચ્છતા નથી તેઓ શુ કરી શકવાના છે? જેઓ પાચ (પ્રાણાતિપાતાદિ) આસ્રવ છાડીને પાચ (પ્રાણાતિપાત વિરમણ આદિ) સવરને ભાવપૂર્વક પામે છે, તેઓ કર્મ રૂપી રજથી મુક્ત થઇને અનુક્રમે સિદ્ધિને પામે છે

ઇતિ આસ્રવ દ્વાર સમાપ્ત.



# સંવર દ્વાર

## અધ્યયન ૧ લુ

### અહિંસા

જબૂ સ્વામી પ્રત્યે સુધર્મા સ્વામી કહે છે
જબૂ ! હવે હુ સવર ( અનુષ્ઠાન કર્મના )ના પા
અનુક્રમે જે પ્રમાણે ભગવાને કહ્યા છે તે પ્રમાણે સ
હુ એ પાચે દ્વાર સર્વ દુખમાથી મુક્તિ આપના

**સવરના પાંચ દ્વાર.**

(૧) પહેલુ દ્વાર અહિંસા, (૨) બીજુ દ્વા
વચન, (૩) ત્રીજુ દ્વાર ( તીર્થંકર-ગણધરાદિએ )
એવુ જે બીજાએ આપેલું લેવુ તે, (૪) ચોથુ દ્વાર
અને (૫) છેલ્લું દ્વાર અપરિગ્રહ

અહિંસા ત્રસ-સ્થાવર-સર્વ જીવોને ક્ષેમકાર
કારી છે અહિંસા (પાચ) ભાવનાથી યુક્ત છે, તે
નત ગુણ છે તેમાથી કાઇક-થોડા ગુણો વિષે કહુ

**મહાવ્રતનો મહિમા**

તે આ પ્રમાણે છે હે સુવ્રત ( જબૂ ) !
(અનુવ્રતની અપેક્ષાએ) લોકહિતને કરનારા છે,
(સિદ્ધાન્તસમુદ્ર)મા ઉપદેશેલા છે, તપ-સયમ
કરાવનારા છે, શીલગુણો (સમાધિ-વિનયાદિ ગુણો) ક

વ્રત છે, સત્ય વચન તથા માયાત્યાગે કરી પ્રધાન વ્રત છે, નરક-તીર્યંચ-મનુષ્ય-દેવ ગતિનું નિવારણ કરનારા છે, સર્વ તીર્થંકરોએ પ્રતિપાદેલા છે, કર્મરજને વિદારનારા છે, સેંકડો ભવના કલેશનો વિનાશ કરનારા છે, સેંકડો સુખને પ્રવર્તાવનારા છે, કાયર પુરૂષોને પાળતા દોહ્યલા લાગે તેવા છે, શૂરા-ધીર પુરૂષોએ સેવેલા છે, નિર્વાણગમનના માર્ગે અને સ્વર્ગના માર્ગ પ્રત્યે પ્રયાણ કરાવનારા છે, એવા સંવરના દ્વાર ભગવાને પાચ કહેલા છે

### અહિંસા

તેમા પહેલું અહિંસા દ્વાર છે અહિંસા દેવ-મનુષ્ય-અસુર લોકને (સંસારસાગરમા) દ્વીપ રૂપ, ત્રાણ (આપત્તિમા) શરણરૂપ, સંપદા આપનારી તથા (શ્રેયાર્થીએ) આદરવાયોગ્ય છે

### અહિંસાનાં નામ

(હવે અહિંસાના ગુણનિષ્પન્ન નામ કહે છે) (૧) નિર્વાણનું કારણ, (૨) ચિત્તની સ્વસ્થતા, (૩) સમાધિ, (૪) શાન્તિ, (૫) કીર્તિ આપનાર, (૬) કાન્તિ (શરીરની)નું કારણ, (૭) (મનને) રતિ ઉપજાવનાર, (૮) (હિંસાથી) નિવૃત્તિનું કારણ, (૯) શુભ અંગ (શ્રુતજ્ઞાન)નુ કારણ, (૧૦) તૃપ્તિનું કારણ, (૧૧) દયા, (૧૨) વિમુક્તિ, (૧૩) ક્ષાન્તિ-ક્ષમા, (૧૪) સમ્યક્ત્વની આરાધના, (૧૫) (સર્વ ધર્માનુષ્ઠાનમા) મહતી, (૧૬) બોધિ (સર્વજ્ઞ ધર્મની પ્રાપ્તિ), (૧૭) બુદ્ધિ, (૧૮) ધૃતિ-ધૈર્ય, (૧૯) સમૃદ્ધિ, (૨૦) ઋદ્ધિ, (૨૧) વૃદ્ધિ,

# સંવર દ્વાર

## અધ્યયન ૧ લું

### અહિંસા

જંબૂ સ્વામી પ્રત્યે સુધર્મા સ્વામી કહે છે કે, હે જંબૂ! હવે હું સંવર (અનુષ્ઠાન કર્મના)ના પાંચ દ્વાર અનુક્રમે જે પ્રમાણે ભગવાને કહ્યા છે તે પ્રમાણે સંભળાવું છું એ પાંચે દ્વાર સર્વ દુઃખમાંથી મુક્તિ આપનારા છે

**સંવરના પાંચ દ્વાર.**

(૧) પહેલું દ્વાર અહિંસા, (૨) બીજું દ્વાર સત્ય વચન, (૩) ત્રીજું દ્વાર (તીર્થંકર-ગણધરાદિએ) પ્રરૂપેલું એવું જે બીજાએ આપેલું લેવું તે, (૪) ચોથું દ્વાર બ્રહ્મચર્ય અને (૫) છેલ્લું દ્વાર અપરિગ્રહ

અહિંસા ત્રસ-સ્થાવર-સર્વ જીવોને ક્ષેમકારી-સુખકારી છે અહિંસા (પાંચ) ભાવનાથી યુક્ત છે, તેના (અનંત ગુણ છે તેમાંથી કાંઈક-થોડા ગુણો વિષે કહું છું

**મહાવ્રતનો મહિમા**

તે આ પ્રમાણે છે હે સુવ્રત (જંબૂ)! મહાવ્રતો (અનુવ્રતની અપેક્ષાએ) લોકહિતને કરનારા છે, શ્રુતસાગર (સિદ્ધાન્તસમુદ્ર)માં ઉપદેશેલા છે, તપ-સંયમ ઉપાર્જન કરાવનારા છે, શીલગુણે (સમાધિ-વિનયાદિ ગુણો) કરી પ્રધાન

મત છે, સત્ય વચન તથા માધ્યસ્થ્યાએ કરી અંકિત જનુ છે, નરક-તીર્યંચ-મનુષ્ય-દેવ ગતિનું નિવારણ કરનાર છે, સર્વ તીર્થંકરોએ પ્રતિપાદેલા છે, કર્મરજને વિદારનાર છે, સેંકડો ભવના ફેરાનો વિનાશ કરનાર છે, સેંકડો સુખને પ્રવર્તાવનારા છે, કાયર પુરુષોને પાળવા દોહીલા છે તેમ છે, શૂરા-ધીર પુરુષોએ સેવેલા છે, નિર્વાણગમનના માર્ગ અને સ્વર્ગના માર્ગ પ્રયાણ કરાવનાર છે, એવા સંવરના દ્વાર ભગવાને પાંચ કહેલા છે

અહિંસા

તેમા પહેલું અહિંસા દ્વાર છે અહિંસા દેવ-મનુષ્ય-અસુર લોકને (સંસારસાગરમા) દ્વીપ રૂપ, ત્રાણ (આપત્તિમા) શરણરૂપ, સંપત્તિ આપનારી તથા (મોક્ષાર્થીએ) આદરવાયોગ્ય છે

અહિંસાના નામ

(હવે અહિંસાના ગુણનિષ્પન્ન નામ કહે છે) (૧) નિર્વાણનું કારણ, (૨) ચિત્તની સ્વસ્થતા, (૩) સમાધિ, (૪) શાન્તિ, (૫) કીર્તિ આપનાર, (૬) કાન્તિ (શરીરની)નું કારણ, (૭) (મનને) રતિ ઉપજાવનાર, (૮) (હિંસાથી) નિવૃત્તિનું કારણ, (૯) શુભ અંગ (શ્રુતજ્ઞાન)નું કારણ, (૧૦) તૃપ્તિનું કારણ, (૧૧) દયા, (૧૨) વિમુક્તિ, (૧૩) ક્ષાન્તિ-ક્ષમા, (૧૪) સમ્યક્ત્વની આરાધના, (૧૫) (સર્વ ધર્માનુષ્ઠાનમા) મહતી, (૧૬) બોધિ (સર્વજ્ઞ ધર્મની પ્રાપ્તિ), (૧૭) બુદ્ધિ, (૧૮) ધૃતિ-ધૈર્ય, (૧૯) સમૃદ્ધિ, (૨૦) ઋદ્ધિ, (૨૧) વૃદ્ધિ,

(૨૨) (સુકૃતને વિષે) સ્થિતિ, (૨૩) (પુણ્યની) પુષ્ટિ, (૨૪) આનંદ, (૨૫) ભદ્ર-કલ્યાણ, (૨૬) વિશુદ્ધિ, (૨૭) લબ્ધિ, (૨૮) વિશિષ્ટ (નિર્મળ) દૃષ્ટિ, (૨૯) કલ્યાણ, (૩૦) માંગલ્ય, (૩૧) પ્રમોદ-હર્ષ, (૩૨) વિભૂતિ, (૩૩) રક્ષા, (૩૪) મોક્ષવાસ, (૩૫) અનાસવ કર્મબંધ રૂંધવાનું કારણ, (૩૬) કૈવલ્યસ્થાનની પ્રાપ્તિ, (૩૭) શિવ-નિરૂપદ્રવ, (૩૮) દ્રવ્ય સમ્યક્ત્વ, (૩૯) શીલ, (૪૦) સંયમ હિંસાથી નિવર્તન, (૪૧) શીલનું સ્થાનક, (૪૨) સંવર, (૪૩) ગુપ્તિ, (૪૪) (નિશ્ચયધર્મ રૂપ) વ્યવસાય, (૪૫) ઉન્નત ભાવ, (૪૬) ભાવયજ્ઞ, (૪૭) ઉત્તમ ગુણનો આશ્રય, (૪૮) અભયદાન, (૪૯) અપ્રમાદ, (૫૦) આશ્વાસન, (૫૧) વિશ્વાસ, (૫૨) અભય, (૫૩) સર્વ જીવોનો અનાઘાત-અમારકતા, (૫૪) ચોકખાઈ (મનની), (૫૫) પવિત્રતા (ચિત્તની), (૫૬) અતિશય શુચિતા, (૫૭) ભાવપૂજા, (૫૮) વિમળતા, (૫૯) પ્રભા, (૬૦) અત્યંત નિર્મળતા એ પ્રકારે નિજ આત્માના ગુણે કરી નિર્મિત અહિંસા ભગવતીના પર્યાય નામો છે

એ ભગવતી અહિંસા ભયભીત જીવોને શરણના સ્થાન રૂપ છે, પક્ષીઓને આકાશના આધાર રૂપ છે, તરસ્યાને પીવાના પાણી રૂપ છે, ભૂખ્યાને ભોજન રૂપ છે, સમુદ્રની મધ્યમાં વહાણ રૂપ છે, (ગાય-ભેંસાદિ) ચોપદ જીવોને આશ્રયના સ્થાન રૂપ છે, રોગથી પીડાતા પ્રાણીઓને ઓષધના બળ રૂપ છે, અટવી-વગડામાં (ભૂલા પડેલાને) સાથી રૂપ છે એવી વિશિષ્ટતર એ અહિંસા છે પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, વનસ્પતિ, બીજ, હરિતકાય,

જળચર, સ્થળચર, ખેચર, ત્રસ, સ્થાવર, સર્વ જીવોને ક્ષેમકારિણી-સુખ કરનારી અહિંસા છે એ પ્રકારનીજ એ અહિંસા ભગવતી છે-અન્યથા (લૌકિક દ્રષ્ટિએ કલ્પિત) નથી

## અહિંસા સેવનારા.

( હવે અહિંસાનું સેવન કોણ કરે છે તે કહે છે ) અપરિમિત જ્ઞાન-દર્શન ધારણ કરનાર, શીલ (શુદ્ધ આચાર)-મૂળ ગુણ-વિનય-તપ-સંયમના નાયક, તીર્થંકર ભગવાન, આખા જગતના વાત્સલ્યકારી, ત્રિભુવનના પૂજનીય, વીતરાગ દેવ, કેવળ જ્ઞાની એમણે અહિંસાને વિશેષ પ્રકારે જાણી છે, સામાન્ય ઋજુમતિએ (સામાન્ય મન પર્યવ જ્ઞાની) વિશેષે દેખી છે, વિપુલમતિ (વિશેષ મન પર્યવ જ્ઞાની) એ સારી પેઠે જાણી છે, ચૌદ પૂર્વના ધારણ કરનારાઓએ અધિક પાળી છે, વિક્રયલબ્ધિવાળાઓએ આજન્મ પાળી છે, મતિજ્ઞાની, શ્રુતજ્ઞાની, મન પર્યવ જ્ઞાની, કેવળજ્ઞાની, સ્પર્શે કરીને વ્યાધિ મટાડવા જેવી લબ્ધિ ધરાવનાર, મુખમાના શુક રૂપે ઓષધિ ધરાવનાર, શરીરના મેલ રૂપે ઓષધિ ધરાવનાર, મૂત્ર-પુરીષાદિ રૂપ ઓષધિ ધરાવનાર, તથા (સ્પર્શ-શુક-મેલ-મૂત્ર-પુરીષાદિ) એ સર્વ ઓષધિ રૂપ લબ્ધિને ધારણ કરનાર, બીજ સરખી બુદ્ધિવાળા, કોઇ જેવી બુદ્ધિવાળા (અંતરમા ઉતારેલુ ભૂલે નહિ), પદાનુસારી બુદ્ધિવાળા ( એક પદ ઉપરથી પછીના અનેક પદોનો અર્થ સમજી લે તેવા ), શરીરના બધા અવયવોએ કરી સાભળનારા, શ્રુતના ધારણહાર, નિશ્ચલ મનને વારણ

કરનાર, (જેમ બોલે તેમ નિર્વહે એવું) વચનબળ ધારણ કરનાર, (પરિસહને સહે તેવું) શરીરબળ ધારણ કરનાર, જ્ઞાનરૂપી બળવાળા, દર્શન-સમ્યક્ત્વરૂપી બળવાળા, ચરિત્રરૂપી બળવાળા, દૂધના જેવા મીઠાવચન બોલનાર, મધના જેવા મીઠા વચન બોલનાર, ઘીથી ચોપડેલા પદાર્થની જેમ અરૂક્ષ વચન બોલનાર, અક્ષીણ રસોઇવાળા (જેના રસોડામા રસોઇ ખૂટે નહિ તેવા-પોતા અર્થના ભોજનમા ચી સાધુજનને ભોજન આપે, છતા પોતે અતૃપ્ત ન રહે), જઘાચારણ વિદ્યાવાળા (આકાશગામિની લબ્ધિવાળા), વિદ્યાધરો, એકાતર ઉપવાસ કરનારા, સળગ બે ઉપવાસ કરનારા, સળગ ત્રણ ઉપવાસ કરનારા, ચાર ઉપવાસ કરનારા, એમ પાચ, છ, સાત, પદર ઉપવાસ કરનારા, એક માસ, બે માસ, ત્રણ માસ, ચાર માસ, પાચ માસ અને છ માસના ઉપવાસ કરનારા, ઉત્ક્ષિપ્ત ચરક (રાધવાના વાસણમાથી ઉપાડીને ભોજનનો પદાર્થ ગૃહસ્થે પોતાના ભાણામા લીધો હોય તેજ ભોજન લેવું એવો અભિગ્રહ ધારણ કરનાર), નિક્ષિપ્તચરક (રાધવાના વાસણમાથી બહાર કાઢેલું હોય તેજ લેવાનો અભિગ્રહ ધારણ કરનાર), વાલ-ચણાદિનો આહાર લેનાર, જમતા વધ્યું હોય તેનો આહાર લેનાર, લૂખો આહાર લેનાર, ઘરોના સમૂહની ભિક્ષા લેનાર, નિર્દોષ અને ચલિત ન થયો હોય તેવો આહાર લેનાર, મૌનપણે ભિક્ષા લેનાર, ખરડેવા હાથે કે ખરડેલે વાસણે ભોજન આપે તોજ તે લેવાનો કલ્પ રાખનારા, જે પદાર્થ ભોજનમા આપવાનો હોય તેજ પ્રકારના પદાર્થથી હાથ કે

વાસણ ખરડાયલું હોય અને તે વડેજ ભોજન પદાર્થ આપે તો લે એવો કલ્પ ધરનારા, ઉપાશ્રયથી નજીકજ આહાર મળે તો લેનારા, શુદ્ધ એષણીય-શકાદિ દોષરહિત આહાર લેનારા, (હાતિની) સખ્યા પ્રમાણે આહાર વહોરનારા, દેખાતા સ્થાનેથી લાવેલો આહાર લેનારા, જેને પૂર્વે જોયો ન હોય તેવો માણસ આહાર આપે તો લેનારા, ("આ ભોજન આપને કલ્પે?" એ પ્રમાણે) પૂછીને આહાર આપે તે લેનારા, સદા આયબિલ કરનારા, સદા પુરિમટ્ઠ કરનારા, સદા એકાશન કરનારા, નિવિ (મોટા તપને પારણે વિગય રહિત આહારનુ તપ) કરનારા, કટકા કરીને પાત્રમા નાખે તે આહાર લેનારા, પરિમિત આહાર લેનારા (મર્યાદિત કરેલી સખ્યા જેટલા ઘર, કોળીયા કે દ્રવ્યનોજ આહાર લે), વાલ-ચણા વગેરેનો બાકી વધેલો આહાર લેનારા, (બધા જમી રહ્યા પછીનો) પ્રાંત આહાર લેનારા, (હિગ મરચા વિરહિત) અરસ આહાર લેનારા, રસરહિત આહાર લેનારા, તુચ્છ-અપ આહાર લેનારા, લુખ્ખો આહાર લેનારા, અન્તાહાર-પ્રાંતાહાર-લૂખો આહાર-તુચ્છ આહાર લઇને જીવનારા, ઉપશાન્ત આજીવિકા ચલાવનારા, પ્રશાન્ત (સૌમ્ય-અતરવૃત્તિની અપેક્ષાએ) આજીવિકા ચલાવનારા, બહિરગ વૃત્તિએ દોષરહિત આજીવિકા ચલાવનારા, દૂધ-મધ-ઘીથી રહિત આહાર લેનારા, મદ્ય-માસના ત્યાગી, કાઉસગ્ગને આસને બેસનારા, ભિક્ષુની બાર પડિમા પાળનાર, ઉત્કટુક (ઉકડુ) આસને બેસી રહેનારા, વીરાસને બેસી રહેનારા, પ્રયકાસને બેસનારા, દડાસને બેસનારા, લગુડાસને-સ્થિર

બેસી રહેનારા, એક પાસે શયન કરનારા, આતાપના લેના રા, પ્રાવરણુ (વસ્ત્રાદિ) રહિત રહેનારા (ટાઢ-તાપ સહેનારા), સુખ-શ્લેષ્મને ન પરિઠવનારા, ખજવાળ આવતા છતા શરીરને નહિ ખણુનારા, કેશ-મૂછ-રોમ-નખને (શોભાની દષ્ટિએ) નહિ રાખનારા, શરીરના બધા અવયવોના સસ્કારને છોડનારા, શ્રુતધર (સૂત્રના જાણુકાર), અને અર્થના સમૂહને જાણુનાર બુદ્ધિવાળા, એ બધાયે ભગવતી અહિસાને આચરી-પાળી છે જેઓ ધીર મતિવાળા છે, બુદ્ધિવાળા છે, દષ્ટિવિષ સર્પના ઉગ્ર તેજ જેવા તેજ-પ્રભાવયુક્ત છે, નિશ્ચય તથા પુરૂપકારથી પર્યાપ્ત એવી પરિપૂર્ણ મતિવાળા છે, નિત્ય સ્વાધ્યાય-ધ્યાનાદિ કરનારા છે, સતત ધર્મધ્યાનને આચરનારા છે, પાચ મહાવ્રતરૂપ ચારિત્રે કરી યુક્ત છે, (પાચ) સમિતિમા પ્રવર્તે છે, પાપને શમાવ્યા છે, છકાયરૂપી જગતના વત્સલ-વાત્સલ્યકારી છે, સદા અપ્રમત્ત છે, તેઓએ અને તેમના સરખા બીજા અનેકે અહિસા ભગવતીનું પાલન કર્યું છે

## અહિસકના કર્તવ્ય

( હવે અહિસાપાલનમા ઉદ્યમવત મનુષ્યે શું કરવાયોગ્ય છે તે કહે છે ) પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ, ત્રસ તથા સ્થાવર એ સર્વ જીવોની દયા પાળવાને અર્થે શુદ્ધ આહારની ગવેષણા (શોધન) કરવાયોગ્ય છે (સાધુને અર્થે) નહિ તૈયાર કરેલુ, નહિ કરાવેલું, અનાહૂત (અનિમત્રણપૂર્વક વહોરેલુ), અનુદિષ્ટ ( ઉદ્દેશિક દોષ રહિત ), સાધુને અર્થે વેચાતું નહિ લીધેલુ, નવ કોટિએ

(મન-વચન-કાયાએ નહિ કરેલું-કરાવેલું-અનુમોદેલું) પરિશુદ્ધ, (શંકાદિ) દશ દોષથી રહિત, (સોળ) ઉદ્દગમદોષ અને (સોળ) ઉત્પાદન દોષથી રહિત એવું એષણીય તથા શુદ્ધ, પોતાની મેળે (આપવાની વસ્તુથી) દૂર થએલા અથવા પોતાની મેળે દૂર રહેલા (કૃમિ આદિ) જીવો હોય અને એ રીતે અચિત્ત થએલી વસ્તુ અને પ્રાસુક એવું ભોજન ગવેષવાયોગ્ય છે (ગોચરીએ-ભિક્ષાર્થે જઈને) આસન પર બેસી કથા પ્રયોજન કરવાથી પ્રાપ્ત ન થએલું, ચિકિત્સા-મંત્રયંત્ર જડીબુટ્ટી ઔષધ કાર્ય કરીને પ્રાપ્ત ન કરેલું, લક્ષણ (ચક્ર-સ્વસ્તિકાદિક ચિહ્નો) ઉત્પાત સ્વપ્ન જ્યોતિષ-નિમિત્તની કથા કે વિસ્મયોત્પાદક વાર્તા કર્યા વિના મળેલું, માયા-કપટ કર્યા વિના મળેલું, કોઇને માટે રાખી મૂકેલું ન હોય તેવું, કળા આદિ શીખવ્યા વિના મળેલું, માયા કપટ વિનાનું-રાખી ન મૂકેલું-કળાદિ શીખવ્યા વિના મળેલું, એવું ભિક્ષાભોજન ગવેષવાયોગ્ય છે કોઇનું અપમાન કરી, નિંદા કરી, માન આપી, વખાણ કરી, સેવા પૂજા કરી, અપમાન નિંદા માન સેવા ઇત્યાદિ કરી ભિક્ષાન્ન લેવાયો ય નથી કોઇને ભય બતાવી, તર્જના કરી, તાડના (માર મારી) કરી, ભય-તર્જના-તાડના કરી, ભિક્ષા લેવાયોગ્ય નથી ગર્વ કરી, દરિદ્રતા બતાવી, રાંકની પેઠે યાચી, ગર્વ-દરિદ્રતા-યાચના એ ત્રણે વાના કરી ભિક્ષા લેવાયોગ્ય નથી મિત્રતા બતાવી, પ્રાર્થના કરી, ભૃત્યવત્ સેવા કરી, મિત્રતા-પ્રાર્થના સેવા કરી ભિક્ષા લેવાયોગ્ય નથી (સ્વજનાદિને) અજાણ્યે, અગ્રથિત-અપ્રતિબદ્ધ, અદુષ્ટ-દ્વેષાદિથી રહિતપણે,

અદીનપણે, અવિમનસ્કપણે (આહાર ન મળતા વિમનસ્ક ન થાય), અકરૂણપણે, વિષવાદરહિતપણે, સયમમા ઉદ્યમવત મનોયોગે કરી, યતનાએ કરી, (અપ્રાપ્ત) સયમયોગની પ્રાપ્તિએ કરી, વિનય-ક્ષમા આદિ ગુણે કરી યુક્ત, એ પ્રકારે ભિક્ષેષણામા ભિક્ષુ ઉદ્યમવત રહે આખા જગતના જીવોની રક્ષાને અર્થે, દયાને અર્થે, શ્રી મહાવીર ભગવાને એ પ્રમાણે પ્રવચન કરેલુ છે એ પ્રવચન આત્માને હિતકારક છે, જન્માતરે શુદ્ધ ફળને આપનાર છે, આગામી કાળે કલ્યાણકારક છે, નિર્દોષ-શુદ્ધ છે, ન્યાય્ય છે, મોક્ષપ્રાપ્તિ માટે સરલ છે, સર્વોત્તમ છે અને સર્વ દુ ખ-પાપને ઉપશમાવનાર છે

પાચ ભાવનાઓ

પહેલા પ્રાણાતિપાત વિરમણ વ્રતના રક્ષણને અર્થે પાચ ભાવનાઓ છે પહેલી ભાવનાએ સ્થાનમા-સ્થિતિ કરવામા, ચાલવામા, પોતાને અને બીજાને ઉપઘાત ન થાય તેવી રીતે ગુણ યોગયુક્ત અને (ગાડાના) ધૂસરાના પ્રમાણ જેટલી ભૂમિ ઉપર દૃષ્ટિ પડે તેવી દૃષ્ટિએ ચાલવું કીડા, પતગ, ત્રસ, સ્થાવર જીવ ઉપર જે દયાળુ છે અને નિત્ય પુષ્પ, ફળ, છાલ, અ કુર, કદ, મૂલ, પાણી, માટી, બીજ, લીલોતરી ઇત્યાદિને (સજીવ જાણી) જે પરિહરે છે, તેણે સમ્યક્ પ્રકારે (ઈર્યાસમિતિએ) ચાલવું બધા પ્રાણીઓને અવગણવા નહિ, નિદવા નહિ, તિરસ્કારવા નહિ, મારવા (પગે ચાપીને) નહિ, ખડ કરવા નહિ, છેદવા નહિ, વ્યથા ઉપજાવવી નહિ, અને જરા પણ ભય કે દુ ખ ઉપ-

જાવવુ નહિ જે એવી રીતે ઈર્યાસમિતિ યોગની ભાવનાએ કરી ભાવિત હોય છે, તેનો અતરાત્મા પાપના મળથી રહિત, વિશુદ્ધ પરિણામવાળી અને અખડ ચારિ-ત્રવાળી એવી (સામાયિકાદિ) ભાવનાએ કરી યુક્ત, અહિંસક, સયમ વત અને સાધક (સાધુ) બને છે

બીજી ભાવના—મને કરી પાપ ચિંતવવુ નહિ એ પાપ અધાર્મિક છે, દારૂણ છે, નૃશસ (સુગરહિત) છે, ઘણા વધ-બધ-પરિક્લેશને ઉપજાવનારૂ છે, ભય મરણ પરિક્લેશે કરીને અશુભ છે, અને કદાપિ પાપયુક્ત મને કરી જરા પણ (પ્રાણાતિપાતાદિ) ચિંતવવાયોગ્ય નથી એ પ્રકારે મનસમિતિ યોગની ભાવનાએ કરી જે ભાવિત હોય છે તેનો અતરાત્મા પાપના મળથી રહિત, વિશુદ્ધ પરિણામવાળી અને અખડ ચારિ ત્રવાળી ભાવનાએ કરીને યુક્ત, અહિંસક, સયમવત અને (મોક્ષનો) સુસાધક-સાધુ બને છે

ત્રીજી ભાવના—વચને કરી પાપ કરવુ નહિ એ પાપ અધાર્મિક છે, દારૂણ છે, નૃશસ છે, ઘણા વધ-બધ-પરિક્લેશ (અશાતારૂપ પરિતાપ) ઉપજાવનારૂ છે, જરા-મરણ-પરિક્લેશે કરીને અશુભ છે, અને પાપયુક્ત વચનો કદાપિ જરા પણ બોલવાયોગ્ય નથી એ પ્રમાણે વચનસમિતિ યોગે કરીને જે ભાવિત છે તેનો અતરાત્મા પાપના મળથી રહિત, વિશુદ્ધ પરિણામવાળી અને અખડ ચારિ-ત્રવાળી ભાવનાએ કરી યુક્ત, અહિંસક, સયમવત અને સુસાધક છે

ચોથી ભાવના—(આહારસમિતિ) એષણીય, શુદ્ધ,

અલ્પ આહાર ગવેષવો (આહાર આપનાર ગૃહસ્થથી) અજાણ રીતે, અકથિત રીતે (પોતાની ઓળખાણ આપ્યા વિના), અશિષ્ટ રીતે (બીજાએ કહ્યા વિના), અદીનતાપૂર્વક, અવિમનસ્કતાપૂર્વક (આહાર ન મળે તો વિમનસ્ક-ઉદાસ ન થાય), અકરૂણ રીતે (દયામણા પરિણામથી રહિત), વિષાદરહિતપણે, સયમમા ઉદ્યમવત મનોયોગપૂર્વક, યતનાપૂર્વક, સયમયોગપૂર્વક, વિનય-ક્ષમા આદિ ગુણે કરી યુક્ત, એ પ્રકારે ભિક્ષેષણામા ભિક્ષુ ઉદ્યમવત રહે એ પ્રમાણે ભિક્ષાચર્યા માટે ભ્રમણ કરીને થોડુ થોડુ લઈ આવીને ગુરૂજનની પાસે ગમનાગમન કરતા લાગેલા અતિ ચારનુ પ્રતિક્રમણ કરી દોષથી નિવર્તે, જે રીતે ભોજનના પદાર્થો લીધા હોય તે કહે અને ગુરૂજનને તે દેખાડે અને ગુરૂનો ઉપદેશ સાભળી, નિરતિચાર થઈ અપ્રમત્ત થાય વળી સાધુને અનેષણાના જે કઈ દોષો અજાણતા લાગ્યા હોય અને આલોચ્યા ન હોય તેનુ પ્રતિક્રમણ કરે, પછી પ્રશાન્ત ચિત્તે, સુખનિષ્પન્ન (અનાબાધ વૃત્તિએ) બેસે, પછી ધ્યાન-શુભ જોગ-જ્ઞાન-સ્વાધ્યાયથી મુહૂર્ત માત્ર મનને ગોપિત કરનાર (નિરૂદ્ધ મનવાળો સાધુ), ધર્મમા મનવાળો, અશૂન્ય ચિત્તવાળો, શુભ મનવાળો, અવિગ્રહ (કલહ-રહિત) મનવાળો, સમાધિયુક્ત (સમતાયુક્ત) મનવાળો, શ્રદ્ધા-સવેગ-નિર્જરામા સસ્થાપિત ચિત્તવાળો, પ્રવચન-સિદ્ધાન્તમા વાત્સલ્ય ભાવવાળો, એવો સાધુ ઉભો થઈને, હર્ષિત થતા, પોતાથી મોટા સાધુઓને અનુક્રમે નિમત્રીને, બધા સાધુઓને ભાવપૂર્વક ભોજન લેવા આગ્રહ કરે, પછી

ગુરૂજનની આજ્ઞાને અનુસરી આસન ઉપર બેસે, મુખવસ્ત્રિકા-રજોહરણે કરી મસ્તક સહિત આખા શરીરને પ્રમાર્જે, હાથની હથેળીઓનું પ્રમાર્જન કરે, પછી અમૂર્છિતપણે, અગૃદ્ધપણે, અગ્રથિતપણે-આકાક્ષારહિતપણે, આહારની નિદા-તિરસ્કાર કર્યા વિના, રસમા એકાગ્રપણું કર્યા વિના, નિર્મળ ચિત્તે, અલુબ્ધ ચિત્તે, આત્માર્થે નહિ પણ પરમાર્થે આહાર કરૂ છુ એવા ભાવે, સડસડાટ કે ચવચવ (એવો અવાજ) કર્યા વિના, અનુત્સુક રીતે, અવિલબ રીતે-બહુ વાર કર્યા વિના, ભોય પર એક બિંદુ પણ પડવા દીધા વિના, પ્રકાશવત (પહોળા મુખના) ભાજનમા, યત્નાસહિત, પ્રયત્ન સહિત, સયોજના દોષરહિત, ઇંગાલદોષ (રાગ દોષ)રહિત, દ્વેષરહિત, ગાડાની ધરીને તેલ ઉંજવાની પેઠે, ત્રણને ઔષધનો લેપ કરવાની પેઠે, સયમ યાત્રા નિર્વહવાને માત્રા નિમિત્તે, સયમનો ભાર વહેવાને અર્થે, એમ સમ્યક્ પ્રકારે સયતિ (સાધુ) આહાર કરે એ પ્રમાણે આહારસમિતિના યોગથી જે ભાવિત છે તેનો અતરાત્મા મળરહિત, અસ-ક્લિષ્ટ પરિણામ સહિત, અખડ ચારિત્રની ભાવનાએ ભાવિત, સયમવત સાધક બને છે

પાચમી ભાવનાએ વસ્તુ આદાન-નિક્ષેપ સમિતિ પાટલો, પાટીયું, શય્યા, સસ્તારક, વસ્ત્ર, પાત્ર, કામળી, દડ, રજોહરણ, ચોલપટો, મુખવસ્ત્રિકા, પાદપુછણ, એ બધા સયમના પોષણ અર્થેના ઉપકરણો છે, વાયુ-આતાપ-ડાસ-મસલા-ટાઢમાથી રક્ષણ-નિવારણ અર્થે છે, એ ઉપકરણો રાગદ્વેષ રહિતપણે ભોગવવા યોગ્ય છે સાધુએ હમેશા એ ભાજન-

વસ્ત્રાદિ ઉપકરણોને પ્રતિલેખવા-યત્નાથી વિસ્તારી લેવા, પ્રમાર્જવા અને રાત્રિ-દિવસ પ્રમાદરહિતપણે તેને નિરંતર લેવા-મૂકવા એ પ્રમાણે આદાન-ભાંડ-નિક્ષેપણા સમિતિના યોગે કરીને જે ભાવિત છે તેનો અંતરાત્મા પાપમળ-રહિત, અસંકિલષ્ટ પરિણામયુક્ત અને અખંડ ચરિત્રની ભાવનાને ભાવિત, અહિંસક, સંયમવંત, સુસાધક બને છે

અહિંસાના ફળ

એ પ્રમાણે સંવર દ્વાર સમ્યક્ પ્રકારે આચરતા સુપ્ર-નિહિત-સુરક્ષિત થાય છે એ પાંચ ભાવનાએ કરીને, મન-વચન-કાયાએ કરીને, સદા મરણ પર્યંત સુરક્ષિત એ યોગ-પાંચ ભાવના રૂપ વ્યાપાર ધૃતિમાને અને મતિમાને નિર્વહવાયોગ્ય છે એ યોગ અનાસ્રવ રૂપ છે, નિર્મળ છે, છિદ્રરહિત છે (જેથી કર્મજળ પ્રવેશ કરી શકતું નથી), અપરિસ્રવિત છે (જેથી અંદર જરા પણ કર્મજળ ઝમતું નથી), ચિત્તના કલેશથી રહિત છે, શુદ્ધ છે, અને બધા જિનોએ-તીર્થંકરોએ અનુજ્ઞાત છે, પાળીને ઉપદેશેલો છે એ પ્રમાણે પહેલું સંવર દ્વાર આદર્યું, પાળ્યું, (અતિચાર ટાળી) શુદ્ધ કર્યું, પૂર્ણ કર્યું, ઉપદેશ્યું, આરાધ્યું અને જિન ભગવાનની આજ્ઞાએ કરીને સાધુ જનોએ પાળ્યું છે

એ પ્રમાણે ભગવાન જ્ઞાત મુનિએ (મહાવીરે) આ સિદ્ધવર શાસન પ્રજ્ઞાપ્યું, પ્રરૂપ્યું, પ્રસિદ્ધ-પ્રતિષ્ઠિત કર્યું, પૂજ્ય કહ્યુ, ઉપદેશ્યું અને પ્રશસ્ત કર્યું છે



## અધ્યયન ૭ જુ

### સત્ય વચન

જબૂ સ્વામી પ્રત્યે સુધર્મા સ્વામી કહે છે કે, હે જબૂ ! હવે હુ સત્ય વચન વિષે બીજુ અધ્યયન સભળાવુ છુ

**સત્ય વચનનો પ્રભાવ**

સત્ય વચન નિર્દોષ, મહાપવિત્ર, મોક્ષના હેતુરૂપ, સુજાત, સુભાષિત, સુવ્રતરૂપ, સુકથિત, સુદષ્ટ (અતીન્દ્રિય દષ્ટિવાળાઓએ રૂડી પેરે જોએલુ), સુપ્રતિષ્ઠિત (બધા પ્રમાણોથી પ્રતિપાદિત), સુપ્રતિષ્ઠિત યશયુક્ત, સુસયમિત વચનથી ઉચ્ચરાયલુ, ઉત્તમ દેવો-નરવૃષભ-પ્રધાન પુરૂષો-બળવત જનો-સુવિહિત જનો વડે બહુમાન્ય, પરમ સાધુજનોને ધર્માચરણ રૂપ, તપ નિયમને આદર્શ રૂપ, સુગતિનો માગ દર્શાવનાર અને લોકમા ઉત્તમ વ્રત છે વિદ્યાધરની ગગનગામી વિદ્યાનુ સાધન, સ્વર્ગનો માર્ગ દર્શાવનાર અને સિદ્ધિનો માર્ગ દર્શાવનાર સત્ય વચન છે વળી સત્ય વચન ઋજુભાવયુક્ત-સરલ છે, અકુટિલ અવક્ર છે, પ્રયોજનાર્થે કરીને વિશુદ્ધ (નિર્દોષ) છે, ઉદ્યોત કરનાર છે અને સવ ભાવના જીવલોકને પ્રકાશિત કરનાર છે અવિસવાદી, યથાર્થ, અને મધુર એવુ સત્ય વચન પ્રત્યક્ષ દૈવત તુલ્ય અને આશ્ચર્યકારક છે ઘણી વાર વિપરીત અવસ્થામા આવી પડેલા મનુષ્યો સત્યે કરીને મહાસમુદ્રની મધ્યે નિરાબાધ રહે છે, બૂડતા નથી (સમુદ્રમા) ભૂલા પડેલા

વસ્ત્રાદિ ઉપકરણોને પ્રતિલેખવા-યત્નાથી વિસ્તારી લેવા, પ્રમાર્જવા અને રાત્રિ-દિવસ પ્રમાદરહિતપણે તેને નિરંતર લેવા-મૂકવા એ પ્રમાણે આદાન ભંડ-નિક્ષેપણા સમિતિના યોગે કરીને જે ભાવિત છે તેનો અંતરાત્મા પાપમળ-રહિત, અસંક્લિષ્ટ પરિણામયુક્ત અને અખંડ ચરિત્રની ભાવનાને ભાવિત, અહિંસક, સંયમવંત, સુસાધક બને છે

અહિંસાના ફળ

એ પ્રમાણે સંવર દ્વાર સમ્યક્ પ્રકારે આચરતા સુપ્ર નિહિત-સુરક્ષિત થાય છે એ પાંચ ભાવનાઓ કરીને, મન-વચન-કાયાએ કરીને, સદા મરણ પર્યંત સુરક્ષિત એ યોગ-પાંચ ભાવના રૂપ વ્યાપાર ધૃતિમાને અને મતિમાને નિર્વહવાયોગ્ય છે એ યોગ અનાસ્રવ રૂપ છે, નિર્મળ છે, છિદ્રરહિત છે (જેથી કર્મજળ પ્રવેશ કરી શકતું નથી), અપરિસ્રવિત છે (જેથી અલ્પ જરા પણ કર્મજળ ઝમતું નથી), ચિત્તના ક્લેશથી રહિત છે, શુદ્ધ છે, અને બધા જિનોએ-તીર્થંકરોએ અનુજ્ઞાત છે, પાળીને ઉપદેશેલો છે એ પ્રકારે પહેલું સંવર દ્વાર આદર્યું, પાળ્યું, (અતિચાર ટાળી) શુદ્ધ કર્યું, પૂર્ણ કર્યું, ઉપદેશ્યું, આરાધ્યું અને જિન ભગવાનની આજ્ઞાએ કરીને સાધુ જનોએ પાળ્યું છે

એ પ્રમાણે ભગવાન જ્ઞાત મુનિએ (મહાવીરે) આ સિદ્ધવર શાસન પ્રજ્ઞાપ્યું, પ્રરૂપ્યું, પ્રસિદ્ધ-પ્રતિષ્ઠિત કર્યું, પૂજ્ય કહ્યું, ઉપદેશ્યું અને પ્રશસ્ત કર્યું છે

## અધ્યયન ૭ જુ

### સત્ય વચન

જમ્બૂ સ્વામી પ્રત્યે સુધર્મા સ્વામી કહે છે કે, હે જમ્બૂ! હવે હુ સત્ય વચન વિષે બીજુ અધ્યયન સભળાવુ છુ

### સત્ય વચનનો પ્રભાવ

સત્ય વચન નિર્દોષ, મહાપવિત્ર, મોક્ષના હેતુરૂપ, સુજાત, સુભાષિત, સુવ્રતરૂપ, સુકથિત, સુદૃષ્ટ (અતીન્દ્રિય દૃષ્ટિવાળાઓએ રૂડી પેરે જોએલુ), સુપ્રતિષ્ઠિત (બધા પ્રમાણોથી પ્રતિપાદિત), સુપ્રતિષ્ઠિત યશયુક્ત, સુસયમિત વચનથી ઉચ્ચરાયલુ, ઉત્તમ દેવો-નરવૃષભ-પ્રધાન પુરુષો-ભગવત જનો-સુવિહિત જનો વડે બહુમાન્ય, પરમ સાધુજનોને ધર્માચરણ રૂપ, તપ નિયમને આદર્શ રૂપ, સુગતિનો માર્ગ દર્શાવનાર અને લોકમા ઉત્તમ મત છે વિદ્યાધરની ગગનગામી વિદ્યાનુ સાધન, સ્વર્ગનો માર્ગ દર્શાવનાર અને સિદ્ધિનો માગ દર્શાવનાર સત્ય વચન છે વળી સત્ય વચન ઋજુભાવયુક્ત-સરલ છે, અકુટિલ-અવક્ર છે, પ્રયોજનાર્થે કરીને વિશુદ્ધ (નિર્દોષ) છે, ઉદ્યોત કરનાર છે અને સવ ભાવના જીવલોકને પ્રકાશિત કરનાર છે અવિસવાદી, યથાર્થ, અને મધુર એવુ સત્ય વચન પ્રત્યક્ષ દૈવત તુલ્ય અને આશ્ચર્યકારક છે ઘણી વાર વિપરીત અવસ્થામા આવી પડેલા મનુષ્યો સત્યે કરીને મહાસમુદ્રની મધ્યે નિરાબાધ રહે છે, બૂડતા નથી (સમુદ્રમા) ભૂલા પડેલા

(ખોટી દિશાએ) ગએલા અને પાણીના વમળમા પડેલા વહાણો પણ સત્યથી ડૂબતા નથી, તેમાના માણુસો મરતા નથી અને સ્થાન (કિનારો) મેળવે છે સત્યથી અગ્નિસભ્રમમા પણ માણુસ દાઝતો નથી સત્યવાદી માણુસો તાતા તેલ, કથીર, લોહ કે સીસાને સ્પર્શ કરે અથવા હાથમા ધારણ કરે તોપણ તેઓ દાઝતા નથી, પર્વતના શિખર ઉપરથી પડે તોપણ સત્યવી માણુસ મરતો નથી, સત્યવાદી સમરાગણુમા (શત્રુઓની) તલવારોના પિજારામા સપડાયા છતા તેમાથી અણુઘવાયલો બહાર નીકળે છે મારપીટ-બધન-ઘોર શત્રુતામા સપડાયા છતા અને શત્રુઓની વચ્ચે આવી પડ્યા છતા સત્યવાદી મનુષ્ય તેમાથી અબાધિત છૂટે છે અને બહાર નીકળે છે (આપત્તિના સમયમા) દેવતાઓ સત્યવાદીને-સત્ય વચનમા રતિ ધરાવનારાઓને સહાય કરે છે

**સત્યને આચરનારા.**

આવું સત્ય ભગવાન શ્રી તીર્થંકર દેવે દસ પ્રકારનું રૂડી રીતે ભાખ્યુ છે, ચૌદ પૂર્વધરે સત્યના પ્રભૂત-પૂર્વ ગત અર્થને જાણ્યો છે, મહર્ષિઓએ સિદ્ધાન્તે કરીને સત્યને આપ્યુ છે, દેવેન્દ્ર અને નરેન્દ્રે સત્યનું પ્રયોજન (અર્થ) પ્રકાશેલુ છે, વૈમાનિક દેવોએ સત્યનો મહા અર્થ-મહાપ્રયોજન સાધ્યુ છે, મત્રૌષધિ વિદ્યાની સાધના માટે સત્ય (આવશ્યક) છે, વિદ્યાધર-ચારણાદિ વૃદની અને શ્રમણોની વિદ્યા (આકાશગમન-વૈક્રેયકરણાદિ) સત્યથીજ

સિદ્ધ થાય છે મનુષ્યોને માટે સત્ય વદનીય છે, દેવોને માટે અર્ચનીય છે અને અસુર લોકોને પૂજનીય છે અનેક પાખંડી મતવાળાઓએ પણ સત્યને અંગીકાર્યું છે, સત્ય એ લોકમા સારભૂત છે, મહાસાગર કરતા વધારે ગભીર છે, મેરૂપર્વત કરતા વધારે સ્થિર છે, ચન્દ્રમંડળ કરતા વધારે સૌમ્ય છે, સૂર્યમંડળ કરતા વધારે દીપ્તિમાન છે, શરદ ઋતુના આકાશ કરતા વધારે નિર્મળ છે, ગંધમાદન પર્વત કરતા વિશેષ સુગંધયુકત છે, લોકને વિષે બાકીના જે મત્રાદિ, યોગાદિ (વશીકરણાદિ), મત્રજાપ, વિદ્યાઓ, જૃભકા દેવતા, અસ્ત્ર-શસ્ત્રાદિ (કિંવા અર્થશાસ્ત્રાદિ) શિક્ષણ (કલાદિનું), આગમો-સિદ્ધાન્તો છે, એ બધા સત્યને વિષેજ પ્રતિષ્ઠિત છે

## નહિ બોલવાયોગ્ય સત્ય

વળી સત્ય પણ સયમને ઉપરોધકારક થાય તેવી રીતનુ જરા પણ ન બોલવું હિંસા અને પાપથી યુક્ત, ચારિત્રનો ઘાત થાય તેવુ, વિકથાવાળુ (સ્ત્રી આદિની કથા), અનર્થવાદવાળુ, કલહકારક, અનાર્ય (કિંવા અન્યાય્ય), અપવાદયુક્ત, વિવાદ ઉપજાવે તેવુ, (બીજાને) વિડંબના ઉપજાવે તેવું, ઓજસ્યુકત (બળ-જુસ્સાથી ઉચ્ચરેલુ), ધૈર્યયુકત (હિંમતભર્યું) લજ્જારહિત, લોકનિંદાને પાત્ર, દુર્દૃષ્ટ (માઠુ જોયું હોય તેવું), દુશ્રુત (અસમ્યક્ પ્રકારે સાભળેલુ), અસમ્યક્ પ્રકારે જાણેલુ, આત્મશ્લાઘાથી યુકત, પરનિંદાથી યુક્ત, એવું સત્ય હોય તે પણ બોલવુ નહિ "તુ બુદ્ધિ-

માન નથી, તુ ધનનો લેણદાર નથી, તું ધર્મપ્રિય નથી, તું કુલીન નથી, તું દાતા નથી, તું શૂરો નથી, તું રૂપવાન નથી, તુ સૌભાગ્યવત નથી, તું પડિત નથી, તું બહુશ્રુત નથી, તું તપસ્વી નથી, તું પરલોક સબધે નિશ્ચયકારિણી મતિવાળો નથી ” એવા પ્રકારના વચનો જે જાતિ, કુળ, રૂપ, વ્યાધિ, રોગ વિષેના હોય તે વર્જનીય (ત્યજવા યોગ્ય), દ્રોહકારક અને ઉપચારનું (દ્રવ્યપૂજા તથા ભાવ પૂજાનુ) અતિક્રમણ કરનારા હોઈ સત્ય હોય તોપણ બોલવા નહિ

## બોલવાયોગ્ય સત્ય.

વળી એવુ સત્ય બોલવુ કે જે દ્રવ્યે, પર્યાયે, ગુણે, કર્મ (કૃષિ આદિ વ્યાપારે), બહુવિધ કળાએ અને આગમ-સિદ્ધાન્તાદિકે કરી યુક્ત હોય, તેમજ નામ, ક્રિયાપદ, નિપાદ, ઉપસર્ગ, તદ્ધિત, સમાસ, સધિ, પદ, હેતુ, યોગિક, ઉણ (પ્રત્યય), ક્રિયાવિધાન, ધાતુ, સ્વર, વિભક્તિ, વર્ણ, એટલા (વ્યાકરણના અગો)એ કરીને સપૂર્ણ (સત્ય) વચન હોય પુન ત્રિકાળે (ભૂત-વર્તમાન-ભવિષ્ય) સત્ય હોય તે બોલવુ સત્ય દસ પ્રકારનું છે (૧ જનપદ ૨ સમત ૩ સ્થાપના ૪ નામ ૫ રૂપ ૬ પ્રતીત ૭ સત્ય ૮ વ્યવહાર ૯ ભાવ ૧૦ યોગ) એ સત્ય પણ જે પ્રમાણે બોલવુ તેજ પ્રકારે કાર્ય કરીને (અક્ષરથી લેખન કરવા વગેરેમા અથવા હસ્તાદિની ક્રિયાના સૂચનમા) દર્શાવવું ભાષાના ૧૨ ભેદ છે (સસ્કૃત, પ્રાકૃત, શૌરસેની, માગધી,

પૈશાચિની, અપભ્રંશ, એ ૬ ભાષાનુ ગદ્ય અને પદ્ય) વચન સોળ પ્રકારના છે (૩ વચન, ૩ લિંગ, ૩ કાળ, પ્રત્યક્ષ અને પરોક્ષ, ઉપનીત, અપનીત, ઉપનીત-અપનીત, અપનીત-ઉપનીત અને અધ્યાત્મ) એ પ્રકારે તીર્થંકર ભગવાને અનુજ્ઞાત કરેલુ, બુદ્ધિથી પર્યાલોચિત કરેલુ વચન સયમવત મનુષ્યે યથા અવસરે બોલવુ

આ પ્રકારના અસત્ય વચન, ચાડી-ચુગલી, કઠોર વચન, અનિષ્ટ વચન અને ચપળ-અધૈર્યયુક્ત વચનના નિવારણાર્થ ભગવાને પ્રવચન (સિદ્ધાન્તમા) કહેલુ છે આ પ્રવચન આત્માને હિતકારક છે, પરભવમા શુભ ફળદાયક છે, ભવિષ્ય કાળે કલ્યાણકારક છે, શુદ્ધ છે, ન્યાય્ય છે, કુટિલતાથી રહિત છે, સર્વોત્તમ છે, સર્વ દુ ખ-પાપને ઉપશમાવનારૂ છે

## પાચ ભાવનાઓ

આ બીજા વ્રતની પાચ ભાવનાઓ છે જૂઠા વચનથી વિરમવાને અર્થે, સત્ય વચનના રક્ષણને અર્થે, પહેલી ભાવના આ પ્રમાણે છે —(સદ્‌ગુરૂ સમીપે) સવરનો અર્થ તથા પરમાર્થ (મોક્ષ લક્ષણયુક્ત) સાભળીને, સમ્યક્ પ્રકારે જાણીને, ઉતાવળુ, ત્વરિત, ચપળ, અનિષ્ટ, કઠોર, સાહસિક, પરને પીડાકારક અને સાવદ્ય (પાપયુક્ત) વચન બોલવુ નહિ, સત્ય, હિતયુક્ત, પરિમિત, ગ્રાહક (પ્રતીતિયુકત), શુદ્ધ, સુસગત, સ્પષ્ટ, સમિહિત (બુદ્ધિએ કરીને પર્યાલોચિત) વચન સયમવત મનુષ્યે અવસરને અનુકૂળ પ્રકારે

બોલવું એ પ્રકારે અનુવિચિન્ત્ય સમિતિના યોગ લક્ષણે કરીને જે ભાવિત હોય છે તેનો અંતરાત્મા હાથ-પગ-નયન-વદનને સંયત કરતો થકો સાધુ અને સત્યાર્જવથી સંપન્ન બને છે

બીજી ભાવનાએ ક્રોધ સેવવો નહિ ક્રુદ્ધ અને રૂદ્ર મનવાળો મનુષ્ય જૂઠું બોલે, અન્યના અપવાદ બોલે, કઠોર વચન બોલે, જૂઠું-અપવાદ-કઠોર વાણી બોલે, કલહ કરે, વૈર કરે, વિકથા કરે, કલહ-વૈર-વિકથા કરે, સત્યને હણે, શીલને હણે, વિનયને હણે, સત્ય-શીલ-વિનયને હણે, અપ્રિય થાય, વસ્તુદોષાવાસ થાય, પરિભવ (નિગમન) થાય, અપ્રિય-વસ્તુદોષાવાસ-પરિભવ થાય, એ અને બીજા પણ અનેક પ્રકારનાં મૃષાવચન ક્રોધાગ્નિથી દાઝેલો મનુષ્ય બોલે, માટે ક્રોધ સેવવો નહિ એ પ્રમાણે જે ક્ષમાથી ભાવિત થાય તેનો અંતરાત્મા હાથ-પગ-નયન-વદનને સંયત કરનારો, સાધુ અને સત્યાર્જવથી સંપન્ન બને છે

ત્રીજી ભાવનાએ લોભ સેવવો નહિ લોભલુબ્ધ મનુષ્ય ક્ષેત્રાદિને માટે, ગૃહ આદિને માટે જૂઠું બોલે, કીર્તિ અને ઔષધાદિને અર્થે જૂઠું બોલે, ઋદ્ધિ ( પરિવારાદિ ) અને સુખને અર્થે જૂઠું બોલે, ભોજનપાનાદિને માટે જૂઠું બોલે, પાટ-પાટીયાને માટે જૂઠું બોલે, શય્યા-સંસ્તારકને માટે જૂઠું બોલે, વસ્ત્ર-પાત્ર માટે જૂઠું બોલે, કામળી-પાદપુંછનને માટે જૂઠું બોલે, શિષ્ય-શિષ્યાને માટે જૂઠું બોલે, એ અને બીજા અનેક કારણે લોભલુબ્ધ મનુષ્ય જૂઠા વચન બોલે, માટે લોભ સેવવો નહિ એ પ્રમાણે મુક્તિ (નિ-

શૌસતા)ની ભાવનાએ જે ભાવિત થાય છે તેનો અતરાત્મા હાથ-પગ-નયન-વદનને સયત કરતો થકો સાધુ અને સત્યાર્જવથી સપન્ન બને છે

ચોથી ભાવનાએ ભય પામવો નહિ ભયભીત મનુષ્યને શીઘ્ર અનેક પ્રકારના ભય નડે છે ભયભીત મનુષ્યને કોઈ સહાય કરતું નથી, ભયભીતને ભૂત-પ્રેત બ્હીવડાવે છે, ભયભીત માણસ બીજાને પણ બ્હીવડાવે છે, ભયભીત મનુષ્ય તપસયમને પણ છોડે છે, બીહતો માણસ સયમ રૂપ ભારને વહી શકતો નથી, બીહતો માણસ સત્પુરૂષોએ સેવેલા માર્ગને પાળવા સમર્થ હોતો નથી, માટે કદાપિ ભય ધારણ કરવો નહિ બીહવાથી વ્યાધિ, રોગ, જરા, મૃત્યુ અને બીજા અનેક ભયો ઉપજે છે એ પ્રમાણે જે ધૈર્યથી ભાવિત થાય છે, તેનો અતરાત્મા હાથ-પગ-નયન-વદનને સયત કરતો થકો સાધુ અને સત્યાર્જવથી સપન્ન થાય છે

પાચમી ભાવનાએ હાસ્ય સેવવું નહિ પરિહાસ કરનારાઓ કૂડા (અસદ્ભૂત અર્થવાળા-અશોભન) વચનો બોલે છે, તે વચનો પરાભવના કારણ છે ( પરના ઉપહાસના કારણ રૂપ છે ) હાસ્ય પરપરિવાદનું કારણ થાય, પરને પીડા ઉપજાવવાનું કારણ થાય, ચારિત્રભેદનું કારણ થાય, વિમૂર્તિનું (નયન-વદન વિકૃત થવાનુ) કારણ થાય, અન્યો અન્ય કુચેષ્ટાનું કારણ થાય, અન્યોઅન્ય મર્મ-કુચેષ્ટાદિનુ કારણ થાય, લોકનિદ્ય કર્મનુ કારણ થાય, કદર્પ દેવનું-ભાંડ વૃત્તિનું કારણ થાય, આદેશકારી દેવતાનુ ( આભિગમનનું) કારણ થાય, ભવનપતિ આદિ દેવતાનુ કારણ થાય,

આસુરી ગતિનુ અને ચાડાલ રૂપ (કિલ્વીષિ) દેવતાનું કારણ થાય (હાસ્ય તે તે અધમ દેવતાની ગતિમા ઉપજવાના કારણ રૂપ થાય), તેટલા માટે હાસ્ય સેવવુ નહિ એ પ્રકારે મૌને કરીને જે ભાવિત થાય તેનો અતરાત્મા હાથ-પગ-નયન-વદનને સયત કરતો થકો સાધુ અને સત્યાર્જવથી સપન્ન થાય છે

એ પ્રકારે આ સવર દ્વારને સમ્યક્ પ્રકારે આચરતા તે રૂડા નિધાન રૂપ થાય છે એ પાચે કારણે કરી મન વચન-કાયાએ કરી સુરક્ષિત રાખતા થકા એ (સત્ય વચન) યોગ મરણપર્યંત ધૃતિમાન અને મતિમાન મનુષ્યે નિત્ય નિર્વહવા યોગ્ય છે અનાસ્રવયુક્ત, નિર્મળ, અછિદ્ર, અપરિસ્રવિત, ક્લેશરહિત, સર્વ તીર્થંકરોએ અનુજ્ઞા કરેલું એવું આ બીજુ સવર દ્વાર કાયાએ કરી ફરસવાયોગ્ય, પાળવા યોગ્ય, અતિચાર ટાળી શુદ્ધ કરવાયોગ્ય, પાર ઉતારવા યોગ્ય, અન્યને ઉપદેશવાયોગ્ય, અનુપાલન કરવાયોગ્ય અને આજ્ઞાનુસાર આરાધવાયોગ્ય છે એ પ્રમાણે જ્ઞાત પુત્ર શ્રી મહાવીર ભગવાને ઉપદેશ્યુ, પ્રરૂપ્યુ અને પ્રસિદ્ધ કર્યું છે, એવુ આ સિદ્ધ શાસન પૂજનીય સદુપદેશિત અને પ્રશસ્ત છે



## અધ્યયન ૩ જુ

### દત્તાદાનગ્રહણ: અચૌર્ય

જબૂ સ્વામી પ્રત્યે સુધર્મા સ્વામી કહે છે કે, હે જબૂ! હવે હુ દત્ત તથા અનુજ્ઞાત એવી વસ્તુઓજ ગ્રહણ કરવા રૂપ સવર વિષેનું ત્રીજુ અધ્યયન સભળાવુ છુ

### દત્તાદાનનું સ્વરૂપ

હે સુવ્રત! (જબૂ!) એ મહાવ્રત છે અને ગુણવ્રત છે (ઇહલોક-પરલોકના ઉપકારનું કારણભૂત છે) પરદ્રવ્યના હરણ પ્રત્યે વિરક્તિયુક્ત, અપરિમિત તથા અનત તૃષ્ણા રૂપ અને અનુગત (વસ્તુઓ આથી) મહેચ્છા રૂપ જે મન-વચન વડે થતુ પાપ રૂપી ગ્રહણ (આદાન) તેના સુષ્ઠુ નિગ્રહ-યુક્ત, સુષ્ઠુ સયમિત મન-હાથ-પગના સવરણ યુક્ત, (બાહ્ય તથા અભ્યતર) ગ્રથીને ટાળનાર, નિષ્ઠાયુક્ત (ઉત્કૃષ્ટ), નિરૂક્ત (તીર્થંકરોએ ઉપદેશેલુ), આસવરહિત, નિર્ભય, વિમુક્ત (લોભ દોષથી રહિત), ઉત્તમ નરવૃષભોએ, પ્રધાન બલવત મનુષ્યોએ અને સુવિહિત (સાધુ) જનોએ માન્ય કરેલુ અને પરમ સાધુઓના ધર્માનુષ્ઠાન રૂપ એવુ આ (ત્રીજુ) વ્રત છે ગામ-આગર-નગર-નિગમ-ખેડ-કબ્બડ-મડપ-દ્રોણમુખ-સબાહ-પટ્ટણ-આશ્રમ આદિમાનુ કોઈ પણ દ્રવ્ય જેવું કે મણિ, મુક્તા (મોતી), શિલા, પ્રવાલ, કાસુ (ધાતુ), વસ્ત્ર, રૂપુ, સોનુ, રત્ન આદિ કાઈ પડયુ હોય, કોઈનુ ખોવાઇ ગએલુ પડયુ હોય (અને તેના માલેકને

જડતું ન હોય), તોપણ તે કોઈને કહેવું કે પોતે સાધુને કલ્પે નહિ હિરણ્ય-સુવર્ણથી રહિતપણે પાષાણ તથા કાંચનને સમાન ગણતા (એવી ઉપેક્ષાવૃ કેવળ અપરિગ્રહ અને સંવૃત્ત (ઇંદ્રિયોના સંવરયુક્ત, સાધુએ લોકને વિષે વિહરણ કાંઈ પણ દ્રવ્યાદિ ધ હોય, ખેતરમાં હોય, વગડાની વચ્ચે હોય, કાંઈ પુષ્પ છાલ-મંજરી (પ્રવાલા)-કંદ-મૂળ-તૃણ-કાષ્ઠ-કાંકરી વસ્તુઓ અલ્પ મૂલ્યવાળી કે વિશેષ મૂલ્યવાળી હોય, હોય કે ઘણી હોય, તોપણ તે વસ્તુઓ તેના માલ અણદીધી લેવી સાધુને કલ્પે નહિ દિન દિન પ્રત્યે ગ્રહ મેળવીને (માલીકની પરવાનગી લઇને) તે તે વસ્તુ ર એ ગ્રહણ કરવી કલ્પે સાધુ પ્રત્યે અપ્રીતિ કરનારના ગૃ પ્રવેશ કે તેવા અપ્રીતિકારકના ભોજન-પાનાદિ સ વર્જવા, તેમજ અપ્રીતિકારકના પાટ, પાટીયા, શ સંસ્તારક, વસ્ત્ર, પાત્ર, કામળી, દંડ, રજોહરણ, પાટ ચોલપટો, મુખવસ્ત્રિકા, પાદપુંછણાદિ, ભાજન, વગ ઉપકરણ એ પણ વર્જવા વળી પારકા અપવાદ (વિક પારકા દોષોનું દર્શન અને પારકાને નામે (આચાર્ય ગ્લાન સાધુને નામે) કાંઈ વસ્તુ લેવી, તે દોષો પણ સા વર્જવા તેમજ બીજાએ કરેલો ઉપકાર (સુકૃત) પમાડવો (મત્સરપૂર્વક ઉપકારની અવગણના કરવી) પ્રભાવનું કાર્ય, દાનમાં વિઘ્ન કરવાનું કાય, દાનનો વિન બીજાની ચાડી-ચુગલી તથા મત્સરિત્વ (પારકા ગુણો ક અસહિષ્ણુતા), એ બધા દોષો (તીર્થંકરોએ અનુજ્ઞાત કેલા હોય) વર્જવાયોગ્ય છે

**અચૌર્યના અનારાધક અને આરાધક.**

જે સાધુ પાટ-પાટીઉં-શય્યા-સસ્તારક-વસ્ત્ર-પાત્ર-કામળી-દંડ-રજોહરણુ-બેસવાનો પાટલો-ચોલપટો-મુહપત્તી-પાદપુંછણાદિ અને ભાજન, ભંડ ઇત્યાદિ ઉપકરણુ (આચાર્ય જ્ઞાનાદિને) વહેંચી આપે નહિ, એવા ઉપકરણો દોષમુક્ત-સૂઝતા મળતા લેવાની રૂચિ ધરાવે નહિ, તપનો ચોર હોય, વાચાનો ચોર હોય, રૂપનો ચોર હોય, આચાર ધર્મ (સમાચારી)નો ચોર હોય, ભાવનો ચોર હોય (બીજાઓનું વ્યાખ્યાન સાભળીને વ્યાખ્યાન કરે અને તેમાનો ભાવ પોતે શોધી કાઢેલો છે એમ કહે તે), (રાત્રે) ગાઢ-ઉતાવળે સ્વરે બોલે, (ગચ્છમા) ભેદ પાડે, કલહ કરે, વેર કરે, વિકથા કરે, ચિત્તની અસમાધિ કરે, સદા પ્રમાણુરહિત ભોજન કરે (બત્રીશ કોળીયાથી વધુ જમનાર), સતત વૈરને ધારણુ કરે, નિત્ય રોષ રાખ્યા કરે, એ પ્રકારનો સાધુ આ ત્રીજા વ્રતને આરાધી શકતો નથી

કેવા સાધુજનો તે વ્રતને આરાધી શકે છે ? જે વસ્ત્ર-ભોજન-પાન લેવા તથા આપવા વિષે કુશળ છે, અત્યંત બાળક-દુર્બળ-ગ્લાન-વૃદ્ધ-માસક્ષમણાદિ તપ કરનાર-આચાર્ય-ઉપાધ્યાય-શિષ્ય-સાધર્મિક-તપસ્વી-કુલ ગણુ-સંઘ-જ્ઞાનાર્થી એટલાની વૈયાવૃત્ત્ય પોતાના કર્મક્ષયને અર્થે કીર્તિ આદિની વાચ્છનાથી રહિતપણે દસ પ્રકારે અથવા બહુ પ્રકારે કરે છે, જે અપ્રીતિકારીના ગૃહમા પ્રવેશતો નથી, અપ્રીતિકારીના ભોજન પાન ગ્રહણુ કરતો

નથી, અપ્રીતિકારીના પાટ-પાટીઉ-શય્યા-સંસ્તારક-વસ્ત્ર-પાત્ર-કાંબળી-દંડ-રજોહરણ-બેસવાનો પાટલો-ચોલપટો-મુહપત્તી-પાદપુંછણાદિ-ભાજન-વસ્ત્રાદિ ઉપકરણ સેવતો નથી, જે પારકા અપવાદ બોલતો નથી, જે પારકા દોષ ગ્રહણ કરતો નથી, પારકા (વૃદ્ધાદિના) નિમિત્તે જે કાંઇ (ભોજન-પાનાદિ) વહોરતો નથી, જે કોઈ મનુષ્યને (દાનાદિ ધર્મથી) વિમુખ કરતો નથી, જે કોઈના દીધેલાનો-રૂડા કાર્યનો ઇનકાર કરતો નથી, જે (દાન) દઈને અથવા વૈયાવૃત્યાદિ કરીને પાછળથી પશ્ચાત્તાપ કરતો નથી, જે (મળેલા ભોજનપાનાદિના) સંવિભાગ કરવામાં કુશળ છે, જે સંગ્રહોપગ્રહમાં (શિષ્યાદિને ભોજન તથા જ્ઞાનનું દાન કરવામાં) કુશળ છે તેવા સાધુઓ આ વ્રતને આરાધી શકે છે

**પાંચ ભાવનાઓ.**

પરદ્રવ્યહરણથી વિરમવાના વ્રતનું રક્ષણ કરવાને અર્થે શ્રી ભગવાને સકળ જીવોને હિતકારી, પરભવને વિષે હિત કારક, આગામી કાળે કલ્યાણકારક, ન્યાયયુક્ત, અકુટિલ, સર્વોત્તમ, સર્વ દુઃખ-પાપનું ઉપશમન કરનાર એવું પ્રવચન કરેલું છે તે ત્રીજા વ્રતની પાંચ ભાવનાઓ આ પ્રમાણે છે —

પરદ્રવ્યહરણથી વિરમવાના વ્રતના રક્ષણને અર્થે પહેલી ભાવનાએ દેવકુળ, સભાસ્થાન (મહાજન સ્થાન), પરબ, પરિવ્રાજકનું સ્થાન, વૃક્ષમૂળ, બગીચો, પર્વતની કંદરા, (લોહાદિકની) ખાણ, ગિરિગુફા, ચુનો પાડવાનું

સ્થાન, ઉદ્યાન, યાનશાળા (વાહન રાખવાનુ સ્થાન), ઘર વાખરો ભરવાનુ સ્થાન, યજ્ઞાદિનો મડપ, શૂન્ય ઘર, સ્મશાન, લયન (પર્વતગૃહ), હાટ અને બીજા એવા સ્થાન કોમા સાધુએ વિહાર કરવો યોગ્ય છે પાણી, માટી, બીજ, લીલોતરી, ત્રસ જીવો, ઇત્યાદિથી રહિત અને ગૃહસ્થે પોતાને અર્થે બનાવેલુ ઘર ફાસુક (શુદ્ધ) હોય, સ્ત્રી-પશુ-પડગથી રહિત હોય, પ્રશસ્ત હોય, એવા ઉપાશ્રયમા જ સાધુએ વિહરવુ યોગ્ય છે જ્યા ઘણા આધાકર્મો (સાધુને અર્થે કરેલા પાપકર્મો) કરવામા આવ્યા હોય, જેવા કે આછા પાણી છાટયા હોય, સાવરણીથી સ્થાન પ્રમાર્જ્યું હોય, ખૂબ પાણી છાટયુ હોય, (માળા-ફૂલ-તોરણાદિથી) શણગાર્યું હોય, (દર્ભાદિથી) આચ્છાદન કર્યું-છાયુ હોય, ખડી-ચૂનાથી ધોળ્યુ હોય, છાણે કરી લીંપ્યું હોય, લીંપ્યા ઉપર ફરીથી લીંપ્યુ હોય, (ટાઢ નિવારવાને) અગ્નિ સળગાવ્યો હોય, (સાધુને અર્થે) વાસણ કુસણ ફેરવ્યા ફેરવ્યા હોય, એ પ્રમાણે ઉપાશ્રય સ્થાનની અદર અને બહાર સાધુને અર્થ પ્રાણઘાત કરવામા આવ્યો હોય, તેવુ આગમનિષિદ્ધ ઉપાશ્રય સ્થાન સાધુએ વર્જવાયોગ્ય છે એ પ્રકારે જૂદા જૂદા દોષથી રહિત સ્થાને વસીને જે વસતીસમિતિના યોગથી ભાવિત બને છે તેનો અતરાત્મા દુર્ગતિમા પાડનારા પાપકર્મો કરવા કરાવવાના દોષથી નિત્ય વિરતિ પામતો દત્ત અનુજ્ઞાત અવગ્રહની રૂચિ ધરાવનારો થાય છે

બીજી ભાવનાએ અનુજ્ઞાત સસ્તારકનુ ગ્રહણ કરવુ

એટલે કે બગીચો-ઉદ્યાન-વન-વનપ્રદેશમા જે કાઇ (અચે
તૃણ, જલાશયમા ઉપજેલી વનસ્પતિ, પાદડા, પરા (એ
જાતના તરણા), મુંજ, કુશ, દર્ભ, પરાળ, ભૂસક (મેવાડનુ એ
જાતનુ ઘાસ), વચ્ચજ (એક જાતનુ ઘાસ), પુષ્પ, ફ
છાલ, અકુર, કદ, મૂળ, તૃણ, કાષ્ટ, કાકરી, ઈત્યા
સસ્તારક-વસ્ત્રાદિને અર્થે અનુજ્ઞા માગીને લેવા કલ્પે, અનુ
માગ્યા વિના-અદત્ત લેવા કલ્પે નહિ રોજ રોજ અનુ
માગીને લેવા કલ્પે એ પ્રમાણે અવગ્રહસમિતિના યોગ
જે ભાવિત થાય છે, તેનો અતરાત્મા દુર્ગતિમા પાડના
પાપકર્મો કરવા-કરાવવાના દોષથી નિત્ય વિરતિ પામ
દત્ત-અનુજ્ઞાત અવગ્રહની રૂચિ ધરાવનારો થાય છે

ત્રીજી ભાવનાએ પાટ-પાટલા-શય્યા-સસ્તારકને અ
વૃક્ષને કાપવુ નહિ (વૃક્ષના) છેદનવડે કે (ભૂમિ-પત્થરન
ભેદનવડે શય્યા બનાવવી નહિ, જે ગૃહસ્થના સ્થાનમા વા
કર્યો હોય ત્યાજ શય્યાનુ ગવેષણ કરવુ, ઉચી-નીચી જમી
જાણીને સમી કરવી નહિ, પવનનો અભાવ હોય કે બહુ વા
વાતો હોય તોપણ તે વિષે કશી ઉત્સુકતા ન રાખે, ડા
કે મસલા (નો ઉપદ્રવ) હોય તોપણ તેથી ક્ષોભ ન કરવે
કે અગ્નિવડે ધુમાડો ન કરવો, એ પ્રમાણે સયમમા (પૃથ્વ
આદિના જીવોના રક્ષણમા) અતિ તત્પર, સવરમા (આસ
દ્વાર નિરોધમા) અતિ તત્પર, સવૃત્તમા (કષાય ઈંદ્રિયન
સવરમા) અતિ તત્પર, ચિત્તસમાધિમા અતિ તત્પર, ધૈર્ય
વત, કાયાએ કરીને (પરિષહોને) પાળતો જે સતત અધ્યા

રમ ધ્યાન (આત્મસ્વરૂપ ચિંતન)થી યુક્ત થાય છે તેજ સમભાવે (રાગદ્વેષરહિતપણે) ચારિત્ર ધર્મને આચરે છે એ પ્રકારે શય્યાસમિતિના યોગે કરીને જે ભાવિત થાય છે તેનો અંતરાત્મા દુર્ગતિમા પાડનારા પાપકર્મો કરવા-કરાવવાના દોષથી નિત્ય વિરતિ પામતો દત્ત-અનુજ્ઞાત અવગ્રહની રૂચિ ધરાવનારો થાય છે

ચોથી ભાવનાએ સંયતિએ સાધારણ-ઘણા ઘરનો આહાર જે પાત્રમા આવે તે સમ્યક્ રીતે (અદત્તાદાન ન લેખાય તે રીતે) ભોજન કરવાયોગ્ય છે આહારમાથી શાકાદિનો વધારે ભાગ ન લેવો, ભોજનનો અધિક ભાગ ન લેવો (તેમ કરવાથી બીજા સાધુઓ ને અપ્રીતિ ઉપજે), ઉતાવળુ-ઉતાવળુ ન ખાવું, ત્વરિત રીતે આહાર ન કરવો, ચપળ રીતે આહાર ન લેવો, સહસા ભોજન ન કરવુ, બીજાને પીડા ઉપજે તેમ આહાર ન કરવો, તથા સાવદ્ય-પાપ રૂપ આહાર ન ભક્ષવો આહાર એવી રીતે લેવો કે જેથી ત્રીજુ વ્રત ખંડિત થાય નહિ સાધારણ પિંડ પાત્ર આહાર માત્ર લેવો અને જરા પણ અદત્તાદાન વિરમણ વ્રતનુ નિયમન ખંડિત થવા દેવુ નહિ એ પ્રકારે સાધારણ પિંડપાત્ર સમિતિના યોગે કરીને જે ભાવિત થાય છે, તેનો અંતરાત્મા દુર્ગતિમા પાડનારા પાપકર્મો કરવા-કરાવવાના દોષથી નિત્ય વિરતિ પામતો દત્ત-અનુજ્ઞાત અવગ્રહની રૂચિ ધરાવનારો થાય છે

પાચમી ભાવનાએ સાધર્મિકો પ્રત્યે વિનય કરવો ઉપચારમા (રોગી સાધુની સેવા સંભાળમા), પારણામા (તપ-

સ્વીના તપના પારણામા) વિનય કરવો (સૂત્રાદિની) વાચના
તથા તેના પરિયટ્ટણમા (સૂત્રાર્થ ગ્રહણ કર્યો હોય તે ફેર
વામા-પુન પુન સ્મરણ કરવામા) વિનય કરવો ભોજનાદિ
દાન કરવામા અને લેવામા તથા (વિસ્મૃત થએલો સૂત્રા
પૂછવામા વિનય કરવો સ્થાનકમાથી નીકળવામા અ
પ્રવેશવામા વિનય કરવો (નીકળતા 'આવસ્સહિ' અ
પ્રવેશમા 'નિસ્સહી') એ આદિક બીજા અનેક કાર્યો
વિનય કરવો વિનય એ તપ છે અને તપ એ ધર્મ
માટે ગુરૂ પ્રત્યે, સાધુ પ્રત્યે અને તપસ્વી પ્રત્યે વિનય કર
એ પ્રકારે વિનયથી જે ભાવિત થાય છે, તેનો અતરાત
દુર્ગતિમા પાડનારા પાપકર્મો કરવા-કરાવવાના દોષ
નિત્ય વિરતિ પામતો દત્ત-અનુજ્ઞાત અવગ્રહની રુ
ધરાવનારો થાય છે

એ પ્રકારે આ સવર દ્વારને સમ્યક્ પ્રકારે આચર
તે રૂડા નિધાનરૂપ થાય છે એ પાચે કારણે કરીને, મ
વચન-કાયાએ કરી સુરક્ષિત રાખતા થકા એ યોગ (દ
દાન ગ્રહણ) મરણપર્યંત ધૃતિમાન અને મતિમાન મ
નિત્ય નિર્વહવાયોગ્ય છે અનાસ્રવયુક્ત, નિર્મળ, અ
અપરિસ્રવિત, કલેશરહિત, સર્વ તીર્થંકરોએ અનુજ્ઞા ક
એવુ આ ત્રીજુ સવર દ્વાર કાયાએ કરી ફરસવાયો
પાળવાયોગ્ય, અતિચાર ટાળી શુદ્ધ કરવાયોગ્ય,
ઉતારવાયોગ્ય, અન્યને ઉપદેશવાયોગ્ય, અનુપાલન કર
યોગ્ય અને આજ્ઞાનુસાર આરાધવાયોગ્ય છે એ પ્રમ
જ્ઞાતપુત્ર શ્રી મહાવીર ભગવાને ઉપદેશ્યુ, પ્રરૂપ્યુ

પ્રસિદ્ધ કર્યું છે, એવું આ સિદ્ધ શાસન પૂજનીય, સદ્રુપ દેશિત અને પ્રશસ્ત છે

## અધ્યયન ૪ થુ

### બ્રહ્મચર્ય

જમ્બૂ સ્વામી પ્રત્યે સુધર્મા સ્વામી કહે છે કે, હે જમ્બૂ! હવે હુ બ્રહ્મચર્ય વિષે ચોથુ અધ્યયન સભળાવુ છુ

**બ્રહ્મચર્યનુ સ્વરૂપ.**

બ્રહ્મચય ઉત્તમ તપ, નિયમ (પિડવિશુદ્ધિ આદિ ઉત્તર ગુણ), જ્ઞાન-દર્શન-ચારિત્ર્ય, સમ્યક્ત્વ તથા વિનયના મૂળ કારણ રૂપ છે, યમ (અહિસાદિ)-નિયમ (પિડ વિશુદ્ધિ આદિ) પ્રધાન ગુણથી યુક્ત છે, હિમવત પર્વત થકી મહાન તેજવત (વ્રત) છે, પ્રશસ્ત, ગભીર અને સ્થિર અત કરણથી યુક્ત છે, આર્જવ (સરલતા) યુક્ત સાધુજનોએ આચરેલુ છે, મોક્ષમાર્ગ રૂપ છે, વિશુદ્ધ સિદ્ધિ ગતિના સ્થાન રૂપ છે, શાશ્વત અવ્યાબાધ (આબાધ ર-હિતતા) છે, પુનર્ભવ નહિ કરાવનારૂ છે, પ્રશસ્ત છે, (રાગાદિના અભાવે કરી) સૌમ્ય છે, સુખ રૂપ છે, શિવ છે, અચળ છે, અક્ષયકર છે, યતિવરોએ પાળેલુ છે, સુચ-રિત (શોભનાનુષ્ઠાન) રૂપ છે, સુઆધિત-સુષ્ઠુ પ્રકારે પ્રતિ પાદિત કરેલુ છે મુનિવરોએ, મહાપુરૂષોએ, ધીર-શૂર-વીર મનુષ્યોએ, ધાર્મિક મનષ્યોએ. ધતિમતોએ સદા [illegible]

વયમા) વિશુદ્ધ રીતે પાળી પોતાનુ કલ્યાણ કર્યું છે, ભવ્ય જનોએ શકારહિત રીતે પાળ્યુ છે, બ્રહ્મચર્ય ભયરહિત છે, તુશરહિત (કણસવાથી છૂટા પડેના દાણા પેઠે વિશુદ્ધ) છે, ખેદના કારણરહિત છે, (પાપની) ચિકાસથી રહિત છે, વૃત્તિ (સ્વસ્થતા-સમાધિ) ના ગૃહરૂપ છે, અવશ્ય પ્રકપહિત (કોઈ ડોલાવી ન શકે તેવુ) છે, તપ-સયમના મૂળ દળરૂપ-શડાબધ સરખુ છે, પાચે મહાવ્રતમા સુષ્ઠુ પ્રકારે (અત્યત) રક્ષાયલુ છે, સમિતિ-ગુપ્તિથી ગુપ્ત છે, ઉત્તમ ધ્યાનના રક્ષણાર્થે રચેલા કમાડ રૂપ છે, શુભ ધ્યાનના (રક્ષણાર્થે) દીધેલી ભોગળ રૂપ છે, દુર્મતિના માગને નિરૂદ્ધ તથા આચ્છાદિત કરનાર અભ્તર રૂપ છે, સુગતિના માર્ગને દર્શાવનાર છે તથા લોકમા ઉત્તમ છે આ વ્રત પદ્મસરોવર અને તળાવની પાળ સરખુ છે, મોટા ગાડાના આરાની નાભી રૂપ છે (ક્ષાન્તિ આદિ ગુણોના આધાર રૂપ છે), અત્યત વિસ્તૃત વૃક્ષના થડ રૂપ છે, મોટા નગરના ગઢના કમાડની ભ્ગલા રૂપ છે, રજ્જુ-દોરડાથી બાધેલા ઇદ્રધ્વજના સ્થભ જેવુ નિર્મળ છે, અને અનેક ગુણે કરી સહિત છે

હવે બ્રહ્મચર્ય વ્રત કેવે પ્રકારે ભાગે છે તે કહે છે (જેમ ઘડો પડે અને તેના કકડા થઇ જાય તેમ) બ્રહ્મચર્ય સાહમા સવથા ભગ્ન થઈ જાય છે, (દહીં વલોવાય તે રીતે) મર્દિત થાય છે, (ચૂર્ણની પેઠે) ચૂર્ણિત-ઝીણા ઝીણા કણરૂપ બની જાય છે, (શરીરમા કાસ્સુ શલ્ય પેસી જાય તેમ) શલ્યયુક્ત બની જાય છે, (પર્વતના શિખર

પરથી તૂટી પડેલા પાષાણુખંડની પેઠે) આશ્રયથી ચલિત થઈ નીચે તૂટી પડે છે, (મહેલના શિખર પરથી પડતા કળશની પેઠે) અધપતિત થાય છે, (લાકડાના ટુકડાઓ થાય તેમ) ખંડિત થાય છે, (કોઢ આદિથી અંગ સડે છે તેમ) સડીને વિધ્વસ્ત થાય છે અને (દાવાનળથી બળેલા વૃક્ષની પેઠે) વિનષ્ટ થાય છે

## બ્રહ્મચર્યની મહત્તા

એવુ બ્રહ્મચર્ય વિનય-શીલ-તપ-નિયમ-ગુણુના સમૂ ૯
હરૂપ અતિ મોટુ છે જેમ ગ્રહો, નક્ષત્રો અને તારાઓમા ચન્દ્રમા (મોટો) છે, જેમ મણી, મોતી, શિલા, પ્રવાલ, રક્ત (વિદ્રુમ) રત્નની ખાણોમા સમુદ્ર (મોટો) છે, જેમ મણીઓમા વૈડૂર્ય મણી (મોટો) છે, જેમ સર્વ આભૂષણોમા મુકુટ (પ્રધાન) છે, વસ્ત્રોમા જેમ ક્ષોમયુગલ (રૂનું વસ્ત્ર) (પ્રધાન) છે, પુષ્પોમા જેમ કમળ (મોટુ) છે, ચદનોમા જેમ ગોશીષચદન (ગોચદન) ઉત્તમ છે, ઔષધિસ્થાનોમા જેમ હીમવત પર્વત (મહાન) છે, નદીઓમા જેમ સીતોદા નદી (મોટી) છે, સમુદ્રોમા જેમ સ્વયભૂરમણુ સમુદ્ર (મોટો) છે, મડલિક પર્વતમા જેમ રૂચક પર્વત (મોટો) છે, હાથીઓમા જેમ ઐરાવત (મોટો) છે, મૃગો (વનના પશુઓ) મા જેમ સિહ (પ્રધાન) છે, પ્રવ કાણુ (સુવર્ણકુમાર) મા જેમ વેણુદેવ (મોટો) છે, પન્નગ (નાગકુમાર) મા જેમ ધરણેદ્ર (મોટો) છે, જેમ બ્રહ્મલોક ( [illegible] લોક) મોટો છે, (પાચ) -

જેમ સુધર્માં સભા (મોટી) છે, આયુષ્યમા જેમ સાતમી સ્થિતિ (અનુત્તર વિમાનવાસી દેવતાની) મોટી છે, દાનોમા જેમ અભયદાન (ઉત્તમ) છે, ઠાળજીમા જેમ રાતા રંગની (કીરમજી રંગની) કાબળી (ઉત્તમ) છે, સહનનમા જેમ વજ્રઋષભ નારાચ સહનન (પ્રધાન) છે, સસ્થાનમા જેમ સમચતુરસ્ર સસ્થાન (ઉત્તમ) છે, ધ્યાનમા જેમ પરમ શુક્લધ્યાન (ઉત્તમ) છે, જ્ઞાનમા જેમ કેવળજ્ઞાન (પ્રધાન) છે, લેશ્યાઓમા જેમ પરમ શુક્લ લેશ્યા (પ્રધાન) છે, મુની શ્વરોમા જેમ તીર્થંકર (સર્વથી મોટા) છે, ક્ષેત્રો (વાસો) મા જેમ મહાવિદેહ ક્ષેત્ર (મોટુ) છે, ગિરિવરોમા જેમ મેરૂ ગિરિ (પ્રધાન) છે, વનોમા જેમ નદનવન (મુખ્ય) છે, વૃક્ષોમા જેમ જબૂ સુદર્શન નામના વૃક્ષની વિખ્યાતિ છે અને જે નામે આ જબૂદ્વીપ ઓળખાય છે, ગજાઓમા જેમ તુરગપતિ-ગજપતિ-રથપતિ-નરપતિ સુવિખ્યાત છે, અને રથીઓમા મહારથી (કર્મરિપુની સેનાને હરાવનારો) મોટો છે, તેમ બ્રહ્મચર્ય (સર્વથી મોટુ-પ્રધાન-મુખ્ય-સર્વો પરિ) વ્રત છે એક બ્રહ્મચર્યવ્રતનુ આરાધન કરનાર એ પ્રમાણેના અનેક ગુણોથી પરિપૂર્ણ થાય છે સમ્યક્ પ્રકારે પાળેલા આ વ્રતથી સર્વ વ્રતો, શીલ, તપ, વિનય, સયમ, ક્ષમા, ગુપ્તિ, નિર્લોભતા ઈત્યાદિ પણ પળાય છે, અને તેથી ઈહલોકમા તથા પરલોકમા યશ, કીર્તિ તથા પ્રત્યય ("આ સાધુ જન છે" એવી પ્રતીતિ) ઉત્પન્ન થાય છે તેથી કરીને નિશ્ચલપણે બ્રહ્મચર્ય પાળવુ (મન-વચન-કાયાએ કરી) સર્વથા વિશુદ્ધ બ્રહ્મચર્ય જીવનપર્યંત, જ્યાસુધી (માસ

રક્તાદિથી રહિત) શરીર કેવળ શ્વેત અસ્થિમય રહે ત્યાં સુધી સયમવતે પાળવાયોગ્ય છે

વળી ભગવાને આ વ્રત વિષે કહ્યુ છે કે આ બ્રહ્મચર્યવ્રત પાચ મહા સુવ્રતનુ મૂળ છે, સાધુઓએ ભાવસહિત વ્યાકુળતાથી રહિતપણે રૂડે પ્રકારે આચરેલુ છે, વેરના ઉપશમન રૂપ ફળયુક્ત છે, સર્વ સમુદ્રોમા મહોદધિ (રૂપ સસાર) ને ઉતરવા માટેના તીર્થરૂપ છે, તીર્થંકરોએ રૂડે પ્રકારે દેખાડેલા માર્ગરૂપ છે, નરક તીર્યચની ગતિને વર્જવાના માર્ગ રૂપ છે, (સસારમાની) સવ નિર્મળ વસ્તુઓના નિમાર્પિત સારભૂત છે, મોક્ષ તથા દેવલોકના દ્વારને ઉઘાડનાર છે, દેવ-નરેદ્રોથી પ્રણમિત અને પૂજ્ય છે, સવ જગતમા ઉત્તમ માગલિક્નો માર્ગ છે, અદ્વિતીય ગુણ પ્રાપ્ત કરાવનાર એક (ઉપાય) છે, અને મોક્ષના માગના મુકુટ રૂપ છે જે શુદ્ધ રીતે બ્રહ્મચર્ય પાળે છે, તેજ સુબ્રાહ્મણ, સુશ્રમણ, સુસાધુ, સુઋષિ, સુમુનિ, સુસયતિ અને તેજ ભિક્ષુ છે

## બ્રહ્મચારીએ ત્યજવાયોગ્ય

જે શુદ્ધ રીતે બ્રહ્મચર્યનુ પાલન કરે છે તેણે ત્યજવા યોગ્ય (ક્રિયા-પદાર્થ વગેરે) આ પ્રમાણે છે —રતિ-રાગ દ્વેષ-મોહને વધારનારા (અનુષ્ઠાનો), પ્રમાદ દોષવાળા પાસ ત્થા (ગાઢ્વાભાસો-બહિર્વર્તીઓ)ના અનુષ્ઠાનો, અભ્યગન (ઘી-માખણ શરીરે ચોપડવા તે), તેલમર્દન, સ્નાન, વારવાર કાખ-શિર-હાથ-પગ-મ્હોં ધોવા, અગચપી, ગાત્રચપી,

આણા શરીરનો મેલ ઉતારવો, અંગ-વિલેપન, (સુગંધિત) ચૂર્ણોથી શરીરને સુવાસિત કરવું, (અગરૂ આદિના) ધૂપથી શરીરને ધૂપવું, શરીરને શણગારવું, જેથી ચારિત્ર કલુષિત થાય તેમ નખ-વસ્ત્ર-કેશાદિને સમારવા, હસવું, (કુશાસ્ત્રનું) ભણવું, નૃત્ય, ગીત, વાદિત્ર બજાવવું, નટ-નર્તક-બજાણીયા-મલ્લાદિના ખેલ જોવા, ભાંડચેષ્ટા જોવી, ઇત્યાદિ જે હલકા શૃંગારની ખાણ જેવા છે અને બીજા પણ એવા પ્રકારે જે તપ-સંયમ-બ્રહ્મચર્યનો ઘાત-ઉપઘાત કરનારા હોય તે, બ્રહ્મચર્યનું અનુપાલન કરનારે સર્વ કાલે વર્જવાયોગ્ય છે તેનો (ઉપર જણાવેલાને વર્જનારનો) અંતરાત્મા નિત્ય તપ-નિયમ-શીલના યોગથી ભાવિત થાય છે (એ તપ-નિયમ-શીલના વ્યાપાર હવે કહે છે) અસ્નાન, દાંતને સાફ ન કરવા તે, પરસેવો-મેલ-ગાઢા મેલ ધારણ કરવો તે (ન ઉતારવો તે), મૌન વ્રત, કેશલોચન, ક્ષમા, ઇંદ્રિયનિગ્રહ, અચેલક (વસ્ત્રરહિતતા), ભૂખ-તરસને સહન કરવા તે, લાઘવ (અલ્પ વસ્ત્ર રાખવા તે), ટાઢ-તાપ સહેવા તે, કાષ્ટશય્યા, ભૂમિ પર બેસવું તે, (ભિક્ષાર્થે) પારકે ઘેર જવું તે, (ભિક્ષા) મળે કે ન મળે અથવા ઓછું મળે (તો ખેદ ન પામવો તે), માન-અપમાન-નિંદાને સહન કરવા તે, ડાંસ-મચ્છરના સ્પર્શને સહેવા તે, નિયમ, તપ, ગુણ, વિનય, ઇત્યાદિ યોગથી એ અંતરાત્મા ભાવિત થાય છે, અને તે રીતે તેનું બ્રહ્મચર્ય સ્થિરતર-વિશેષ દૃઢ થાય છે

**પાંચ ભાવનાઓ**

બ્રહ્મચર્ય વ્રતના રક્ષણને અર્થે અને અબ્રહ્મચર્યના

વિરમણને અર્થે શ્રી ભગવાને સકલ જીવોને હિતકારી, પરભવને વિષે હિતકારી, આગામી કાલે કલ્યાણકારક, નિર્દોષ, ન્યાયયુક્ત, અકુટિલ, સર્વોત્તમ, સર્વ દુઃખ-પાપનુ ઉપશમન કરનાર એવુ પ્રવચન કહ્યુ છે તે ચોથા વ્રતની પાચ ભાવનાઓ નીચે પ્રમાણે છે

અબ્રહ્મચર્યના વિરમણને અર્થે અને બ્રહ્મચર્યના રક્ષણને અર્થે પહેલી ભાવના સ્ત્રીથી સસક્ત આશ્રય વર્જવા વિષે છે શય્યા, આસન, ગૃહ, દ્વાર, આગણુ, અગાશી, ગોખ, ભડશાળા (અનેક પ્રકારની સામગ્રી રાખવાનુ સ્થાન), અભિલોકન સ્થાન (અતિ ઉચુ સ્થાન-જ્યાથી બધુ દેખાય), પાછલુ ઘર, શણગાર કરવાનુ સ્થાન, સ્નાતિકા (સ્નાન કરવાનુ ખુલ્લુ સ્થાન), જે સ્થાનમા વેશ્યાઓ રહેતી હોય તે, તથા જે સ્થાને વારવાર અજ્ઞાનપણે (મોહદોષે કરીને) રતિ-રાગ વધારનારી સ્ત્રીઓ ઉભી રહેતી હોય તે સ્થાન, તથા જ્યા બહુવિધ (શૃગારાદિકની) કથાઓ કહેવાતી હોય, એ બધા સ્થાન વર્જવાયોગ્ય છે સ્ત્રીના સસર્ગવાળા સ્થાનો ક્લેશને ઠગવનારા છે એ અને એ પ્રકારના બીજા સ્થાનો પણ વર્જવાયોગ્ય છે જ્યા રહેતા મનોવિભ્રમ ઉપજે, (બ્રહ્મચર્ય વ્રતનો) ભગ થાય, ભ્રશન ( અલ્પ વ્રતભગ ) થાય, જ્યા આર્ત (ઇષ્ટ વિષય સયોગના અભિલાષ રૂપ) અને રૌદ્ર ધ્યાન ઉત્પન્ન થાય, તે તે સ્થાન વર્જવાયોગ્ય છે પાપભીરૂ (પાપથી બ્હીનારા)એ એવા સ્થાન આશ્રય કરવાયોગ્ય નથી જે સ્થાને વસતા ઇંદ્રિયોનો રાગ દીપ્તિમાન થાય નહિ તે સ્થાનો વસવાયોગ્ય છે એ પ્રકારે સ્ત્રી-

ઓના પ્રસંગ વિનાના સ્થાને વસવાની સમિતિના યોગે કરીને જે ભાવિત થાય છે તેનો અંતરાત્મા બ્રહ્મચર્યમાં આસક્ત મનવાળો, ઇંદ્રિયધર્મ (લોલુપતા આદિ)થી નિવૃત્ત, જિતેંદ્રિય અને બ્રહ્મચર્યની ગુપ્તિઓથી યુક્ત થાય છે

બીજી ભાવનાએ સ્ત્રીજનોની વચ્ચે કથા કહેવી નહિ ચિત્રવિચિત્ર પ્રકારની, કામુક સ્ત્રીની ચેષ્ટાથી યુક્ત, વિલાસ (નેત્રવિકાર)થી યુક્ત, હાસ્ય-શૃંગારવાળી લૌકિક કથા કરવી નહિ મોહજનક એવી આવાહ (નવપરિણીત વર-વધૂને લાવવા વિષેની)-વિવાહની કથા પણ કહેવીનહિ સ્ત્રીની સુભગતા-દુર્ભગતાની કથા,સ્ત્રીઓના ચોસઠ ગુણ-વર્ણ-દેશ-જાતિ-કુળ-રૂપ-નામ-નેપથ્ય (ગુપ્ત શૃંગારક્રિયા)-પરિજન (દાસી-સખી) આદિ વિષેની કથા કહેવી નહિ સ્ત્રીઓની અને બીજી પણ એ પ્રકારની અનેરી કથાઓ શૃંગારે કરીને કરૂણોત્પાદક છે, તપ-સંયમ-બ્રહ્મચર્યનો ઘાત-ઉપઘાત કરનારી છે, તે બ્રહ્મચર્યનું અનુપાલન કરનારે કહેવા યોગ્ય નથી, સાંભળવાયોગ્ય નથી અને વિચારવાયોગ્ય નથી એ પ્રકારે સ્ત્રીકથાથી નિવૃત્તિરૂપ સમિતિના યોગે કરીને જે ભાવિત થાય છે તેનો અંતરાત્મા બ્રહ્મચર્યમાં આસક્ત મનવાળો, ઇંદ્રિયધર્મ (લોલુપતા આદિ)થી નિવૃત્ત, જિતેંદ્રિય અને બ્રહ્મચર્યની ગુપ્તિઓથી યુક્ત થાય છે

ત્રીજી ભાવનાએ સ્ત્રીના રૂપનું નિરીક્ષણ વર્જવું સ્ત્રીનું હસવું-બોલવું અને ચેષ્ટાનું નિરીક્ષણ કરવું, (ચાલવાની) ગતિ-નેત્રવિલાસ-ક્રીડા-કામુક ચેષ્ટા (વિબ્બોક)-નૃત્ય-ગીત -વાદિત્રવાદન-શરીરસંસ્થાન-વર્ણ-હાથ-પગ-નયન—લાવ

મુખ-રૂપ-યૌવન-સ્તન-ઓષ્ઠ-વસ્ત્ર-અલંકાર-આભૂષણ- ગુહ્યેન્દ્રિય ઇત્યાદિ (જોવા-સાંભળવા તે) અને બીજા પણ તપ-સંયમ-બ્રહ્મચર્યનો ઘાત-ઉપઘાત કરનારા (કાર્યો) છે, તે બ્રહ્મચર્યનું અનુપાલન કરનારે આંખ વડે, મન વડે કે વચન વડે ન અભિલષવા (ઇચ્છવા) યોગ્ય પાપકર્મો છે એ પ્રકારે સ્ત્રી રૂપ-વિરતિ સમિતિના યોગથી જે ભાવિત છે તેનો અંતરાત્મા બ્રહ્મચર્યમાં આસક્ત મનવાળો, ઇંદ્રિયધર્મથી નિવૃત્ત, જિતેંદ્રિય અને બ્રહ્મચર્યની ગુપ્તિઓથી યુક્ત થાય છે

ચોથી ભાવનાએ પૂર્વે કરેલા-સેવેલા વિષયો આદિને સંભારવા નહિ પૂર્વે (ગૃહસ્થાવસ્થામાં) સેવેલા વિષય ભોગ, પૂર્વે કરેલી રમતો-ક્રીડાઓ, પૂર્વ સમયના સગાઓ (સાસુ-સાળા-સાળી આદિ)ના પરિચય આદિ, આવાહ પ્રસંગે (નવપરિણીતને ઘેર લાવવા), વિવાહ પ્રસંગે, ચૌલ કર્મ (મુંડન-બાળકને ચોટલી રાખવી) પ્રસંગે, તિથિએ (મદન ત્રયોદશી આદિ), યજ્ઞક્રિયાને દિને (નાગપૂજાના દિવસે), અને ઉત્સવદિને (ઇંદ્રમહોત્સવ) શૃંગારથી સજ્જ થએલી-સુંદર વેશવાળી સ્ત્રી સાથે, હાવ-ભાવ-લાલિત્ય-કામચેષ્ટા-વિલાસથી શોભતી સ્ત્રીઓ સાથે, અનુકૂળ પ્રેમિકાઓ સાથે જે શયનપ્રયોગ અનુભવ્યા હોય (વિષયસેવન કર્યાં હોય) તે સંભારવા નહિ ઋતુ-ઋતુના સુંદર પુષ્પો, સુગંધી ચંદન, સુગંધી દ્રવ્યો તથા સુગંધી ધૂપ, સુખ પર્શ કરાવનારા વસ્ત્રાભૂષણ ઇત્યાદિથી સુશોભિત સ્ત્રીઓ સાથે પૂર્વે કરેલા વિષય ભોગ સંભારવા નહિ રમણીય વાદિત્રો, ગીતો, નટ, નર્તક, બજાણીયા, મલ્લ, મૂઠીએ લડવાનો ખેલ કરનારા (મુષ્ટિ-

મ^લ), ભાંડ, વિદૂષક, કથાકાર, જલમા કૂદી તરનારા, રાસ રમનારા, આખ્યાન કરનારા (શુભાશુભ કહેનારા), હાથમાં ચિત્રનુ પાટીયું લઈ ભિક્ષા માગનારા (મખ), તૂણવાદિત્ર વગાડનારા, તુબવીણા બજાવનારા, તાલ (તાલોટા) વગાડનારા, ગાયન કરનારા, ઇત્યાદિની ક્રિયાઓ અને બહુવિધ મધુર સ્વરે ગીત ગાનારાઓના સુસ્વરયુક્ત ગીતો, તેમજ બીજા એવા (કર્ણપ્રિય શબ્દો) તપ-સયમ-બ્રહ્મચર્યનો ઘાત તથા ઉપઘાત કરનારા છે, તે બ્રહ્મચર્યનુ અનુપાલન કરનાર શ્રમણે જોવા નહિ, કહેવા નહિ, તથા સભારવા નહિ એ પ્રકારે જે પૂર્વે કરેલા વિષયભોગ, ક્રીડા આદિની વિરતિરૂપ સમિતિના યોગે કરીને ભાવિત છે, તેનો અતરાત્મા બ્રહ્મચર્યમા આસક્ત મનવાળો, ઇંદ્રિયધર્મથી નિવૃત્ત, જિતેદ્રિય અને બ્રહ્મચર્યની ગુપ્તિએ કરીને યુક્ત થાય છે

પાચમી ભાવનાએ પ્રણિત સ્નિગ્ધ (જેમાથી ઘી-તેલ વગેરેના બિદુઓ ટપકતા હોય) ભોજન સયતિએ-સાધુએ (નિર્વાણના સાધકે) વર્જવું દૂધ, દહીં, ઘી, માખણ, તેલ, ગોળ, ખાડ, સાકર, મધ, મદ્ય, માસ, ખાજા (વગેરે મીઠાઈ) એટલા વિગય (વિકૃતિ પામનારા પદાર્થો)થી યુક્ત આહાર, દર્પકારક આહાર સાધુએ ત્યજવો અને (નિર્દોષ) આહાર પણ દિવસમા બહુ વાર ન કરવો, નિરતર (પ્રતિદિન) ન કરવો, શાક-દાળ અધિક ન જમવા, ઘણું ન જમવું, એ પ્રકારના આહાર ભોગવવા નહિ (સયમની) યાત્રાના પ્રમા-

ણને અર્થેજ આહાર હોય, વિભ્રમ કે ધર્મનું ભ્રશન (ભ્રષ્ટપણું) ન થાય તે માટેજ આહાર હોય એ પ્રકારે પ્રણિત આહાર વિરતિ સમિતિના યોગથી જે ભાવિત થાય છે, તેનો અતરાત્મા બ્રહ્મચર્યમા આસક્ત મનવાળો, ઈંદ્રિયધર્મથી નિવૃત્ત, જિતેદ્રિય અને બ્રહ્મચર્યની ગુપ્તિએ કરી યુક્ત થાય છે

એ પ્રકારે આ સવરના દ્વારને સમ્યક્ પ્રકારે આચરતા તે રૂડા નિધાનરૂપ થાય છે એ પાચે કારણો કરીને મન-વચન-કાયાએ કરી સુરક્ષિત રાખતા થકા એ યોગ મરણપર્યંત ધૃતિમાન અને મતિમાન મનુષ્યે નિત્ય નિર્વહવાયોગ્ય છે અસ્રવયુકત, નિર્મળ, અછિદ્ર, અપરિસ્રવિત, કલેશરહિત, શુદ્ધ, સવ તીર્થંકરોએ અનુજ્ઞા કરેલુ એવુ આ ચોથુ સવર દ્વાર કાયાએ કરી ફરસવાયોગ્ય, અતિચાર ટાળી શુદ્ધ કરવાયોગ્ય, પાર ઉતારવાયોગ્ય, અન્યને ઉપદેશવાયોગ્ય, આરાધવાયોગ્ય અને આજ્ઞાનુસાર અનુપાલન કરવાયોગ્ય છે એ પ્રમાણે જ્ઞાતપુત્ર શ્રી મહાવીર ભગવાને ઉપદેશ્યુ, પ્રરૂપ્યુ, પ્રસિદ્ધ કર્યું છે એવુ આ સિદ્ધ શાસન પૂજનીય, સદુપદેશિત અને પ્રશસ્ત છે

## અધ્યયન ૫ મુ

### અપરિગ્રહ

જબૂ સ્વામી પ્રત્યે સુધર્મા સ્વામી કહે છે કે
જબૂ! અને* (ધર્મોપકરણનો પણ) અપરિગ્રહ (મ
રહિતતા) કરનાર, (કષાયોનુ) સવરણ કરનાર અને આ
તથા પરિગ્રહથી નિવૃત્ત થનાર સાધુ હોય વળી
ક્રોધ, માન, માયા અને લોભથી નિવર્તે

### વિરતિના લક્ષણો

(હવે વિસ્તારે કરીને વિરતિના લક્ષણો દર્શાવે
(૧) એક પ્રકારે અસયમ (સર્વ આસ્રવથી ન નિવતવું
(૨) બે પ્રકારે બધ (૧ રાગબધ, ૨ દ્વેષબધ), (૩)
પ્રકારે દડ, ગર્વ, ગુપ્તિ અને વિરાધના

[૩ દડ —૧ મન દડ, ૨ વચનદડ, ૩ કાયદડ ૩ ગર્વ
૧ ઋદ્ધિ ગર્વ, ૨ રસ ગર્વ, ૩ શાતા ગર્વ ૩ ગુપ્તિ —૧ 
ગુપ્તિ, ૨ વચનગુપ્તિ, ૩ કાયગુપ્તિ ૩ વિરાધના —૧ જ્ઞાન વિરા
૨ દર્શન વિરાધના, ૩ ચારિત્ર વિરાધના ]

(૪) ચાર પ્રકારના કષાય, ધ્યાન, સજ્ઞા, વિકથા

[૪ કષાય —૧ ક્રોધ, ૨ માન, ૩ માયા ૪ લોભ ૪ ધ્યાન
૧ આર્ત, ૨ રૌદ્ર ૩ ધર્મ, ૪ શુક્લ ૪ સંજ્ઞા —૧ આહાર
ભય ૩ મૈથુન, ૪ પરિગ્રહ ૪ વિકથા—૧ સ્ત્રીકથા, ૨ 
કથા, ૩ દેશકથા, ૪ રાજકથા ]

---

* અહીં અને શબ્દથી જે પ્રારભ થાય છે તેનો હેતુ એ
બ્રહ્મચર્ય યુક્ત હોવા ઉપરાંત સાધુ અપરિગ્રહ પણ કરે

(૫) પાચ પ્રકારની ક્રિયા, સમિતિ, ઇંદ્રિય અને મહાવ્રતો

[ ૫ ક્રિયા —૧ કાયિકા, ૨ આધિકરણિકા, ૩ પ્રદ્વેષિકા, ૪ પારિતાપનિકા, ૫ પ્રાણાતિપાતિકા ૫ સમિતિ —૧ ઇર્યા, ૨ ભાષા, ૩ એષણા, ૪ આદાન ભડમાત્ર નિક્ષેપના, ૫ ઉચ્ચાર, પ્રસવણ, ખેલ, જળ, શ્લેષ્મ વગેરેને પરિઠવવાની સમિતિ ૫ ઈન્દ્રિયો — ૧ કાન, ૨ આખ, ૩, નાક, ૪ જીભ, ૫ સ્પર્શેન્દ્રિય-ત્વચા ૫ મહાવ્રતો —૧ સર્વથા પ્રાણાતિપાત વિરમણ, ૨ સર્વથા મૃષાવાદ વિરમણ, ૩ સર્વથા અદત્તાદાન વિરમણ, ૪ સર્વથા મૈથુન વિરમણ, ૫ સર્વથા પરિગ્રહ વિરમણ ]

(૬) છ પ્રકારે જીવનિકાય અને લેશ્યા

[ ૬ જીવનિકાય —૧ પૃથ્વીકાય, ૨ અપ્કાય, ૩ તેજસ્કાય, ૪ વાયુકાય, ૫ વનસ્પતિકાય, ૬ ત્રસકાય ૬ લેશ્યા —૧ કૃષ્ણ, ૨ નીલ, ૩ કાપોત, ૪ તેજો, ૫ પદ્મ ૬ શુક્લ )

(૭) સાત પ્રકારના ભય

[ ૧ આલોક ભય મનુષ્યને મનુષ્યથી ભય ૨ પરલોક ભય દેવ–તીર્યંચથી ભય ૩ આદાન ભય ધનથી ભય ૪ અકસ્માત્ ભય છાયા વગેરે દેખવાથી થતો ભય ૫ વેદના ભય દુઃખથી થતો ભય ૬ મરણ ભય ૭ અપયશ થવાથી થતો ભય ]

(૮) આઠ પ્રકારના મદ

[૧ જાતિ મ, ૨ કુળ મ, ૩ બળ મ, ૪ રૂપ મ૦, ૫ તપો મ૦, ૬ લાભ મદ, ૭ ઐશ્વર્ય મ ]

(૯) નવ પ્રકારની બ્રહ્મચર્યની ગુપ્તિ

[ ૧ સ્ત્રી–પશુ–પંડકથી રહિત સ્થાનમા રહેવુ ૨ કામ–રાગની વૃદ્ધિ કરે તેવી સ્ત્રીની કથા કે સ્ત્રી સાથે કથા ન કરવી ૩ સ્ત્રીની

સાથે એક આસને બેસવુ નહિ ૪ સ્ત્રીના અંગોપાંગ, તેની સુચ્ચના, તેનું બોલવુ, નિરીક્ષણુ વગેરે રાગદષ્ટિથી જોવુ નહિ ૫ સ્ત્રીના ગીત-રુદન-કુજન-હાસ્ય વગેરે સભળાય તેમ ભીંત કે દિવાલને આતરે રહેવુ નહિ ૬ પૂર્વગત સ્ત્રી સબધી ક્રીડા, હાસ્ય, રતિ, વિષયભોગ, સ્નાન, ભોજન ઇત્યાદિ યાદ કરવા નહિ ૭ પ્રણિત-લચપચતો-વિગય સહિત આહાર લેવો નહિ ૮ મર્યાદિત સમયે ધર્મયાત્રા નિમિત્ત જોઈએ તેથી વધુ આહાર લેવો નહિ ૯ શરીરની શોભા-વિભૂષા કરવી નહિ ]

(૧૦) દસ પ્રકારનો સાધુધર્મ

[ ૧ ક્ષમા, ૨ મુક્તિ (નિર્લોભતા), ૩ આર્જવ (સરળતા), ૪ માર્દવ (કોમળતા), ૫ લાઘવ (થોડા ઉપકરણુ રાખવા), ૬ સત્ય, ૭ સયમ ૮ તપ ૯ ચૈત્યદાન-જ્ઞાન દાન, ૧૦ બ્રહ્મચર્ય ]

(૧૧) અગ્યાર પ્રકારની શ્રાવકની ( સાધુના ઉપાસકની ) પ્રતિમા

[ ૧ દર્શન પ્રતિમા —શુદ્ધ સત્ય પર રુચિ થાય ૨ વ્રત પ્રતિમા —પ્રાણુાતિપાતવિરમણાદિ વ્રતો નિરતિચારપણે પાળે ૩ સવાર-સાંજ સામાયિક-આવશ્યક કરે ૪ પૂર્ણ પૌષધ પ્રતિમા— બધી પર્વતિથિએ નિયમિત પૌષધ કરે ૫ ઉપર જણાવ્યું તે ઉપરાત પાચ બોલ સહિત કાયોત્સર્ગ કરે ૬ બ્રહ્મચર્ય પ્રતિમા — ઉપર જણાવ્યું તે કરવા ઉપરાત સર્વ વખતે બ્રહ્મચર્ય સેવે ૭ સચિત્ત આહાર ન લે, પણુ પોતાને આરભ ન કરવાનો નિયમ ન હોય ૮ આરભ-સમારભ કરે નહિ ૯ આરભ સમારભ કરે-કરાવે નહિ ૧૦ આરભ કરે-કરાવે નહિ તે ઉપરાત આરભ કરીને કોઈ આપે તે લે નહિ ૧૧ ઉપર જણાવ્યુ તે ઉપરાત મુડન કે લોચ કરાવે, સાધુ જેવાં ધર્મોપકરણો રાખે, સ્વજ્ઞાતિમા ગોચરી કરે,

તે પ્રતિમાધારી શ્રાવક કહેવાય એટલી ૧૧ પ્રતિમામાં પ્રત્યેક પ્રતિમાએ એક-એક માસ વધતા એકંદરે સાડા પાંચ વર્ષ થાય. ]

### (૧૨) બાર પ્રકારની ભિક્ષુની પ્રતિમા

[૧ પહેલી પ્રતિમા ૧ માસની તેમાં એક દાતિ* આહારની અને એક દાતિ પાણીની લેવી કલ્પે. ૨ બીજી પ્રતિમા એક માસની તેમાં બે દાતિ આહાર અને બે દાતિ પાણીની કલ્પે. ૩ ત્રીજી પ્રતિમા એક માસની તેમાં ત્રણ દાતિ આહાર અને ત્રણ દાતિ પાણીની કલ્પે. ૪ ચોથી પ્રતિમા એક માસની તેમાં ચાર દાતિ આહાર અને ચાર દાતિ પાણીની કલ્પે. ૫ પાંચમી પ્રતિમા એક માસની તેમાં પાંચ દાતિ આહાર અને પાંચ દાતિ પાણીની કલ્પે. ૬ છઠ્ઠી પ્રતિમા એક માસની તેમાં છ દાતિ આહાર અને છ દાતિ પાણીની કલ્પે. ૭ સાતમી પ્રતિમા એક માસની તેમાં સાત દાતિ આહાર અને સાત દાતિ પાણીની કલ્પે. ૮ આઠમી પ્રતિમા સાત રાત્રિ દિવસની તેમાં પાણી વિના એકાંતર ઉપવાસ કરે અને ગામ બહાર જઈ ત્રણ આસનો કરે ચત્તા સૂએ, પાસુ વાળી સૂએ અને પલાંઠી વાળી સૂએ પરિષહથી ડરે નહિ. ૯ નવમી પ્રતિમા સાત રાત્રિ દિવસની તે ઉપર પ્રમાણે કરે અને દંડ-લગડ-ઉત્કટ એ ત્રણમાંથી એક આસન કરે ૧૦ દશમી પ્રતિમા સાત રાત્રિ દિવસની તે ઉપર પ્રમાણે કરે અને ગોદુહ વીર તથા અમ્બખુજ્જ એમાંથી એક આસન કરે ૧૧ અગીઆરમી પ્રતિમા એક અહોરાત્રિની, તેમાં પાણી વિના છઠ (બે ઉપવાસ) કરે, ગામ બહાર બે પગ સંકોચી લાંબા હાથ કરી કાયોત્સર્ગ કરે. ૧૨ બારમી પ્રતિમા એક

* દાતિ એટલે આહાર લેતી સાથે જે વખતે ટેકા વહોરાવતા ટેરશા અને પાણીની ધાર તૂટે ત્યાં સુધીની એક દાતિ પાણીની સમજવી એ એક-એક દાતિ થઈ.

રાત્રિની તેમા પાણી વિના અઠમ કરે, નગર બહાર જઈ અણુમીચ્યા લોચને કાયોત્સગ કરે બારે પ્રતિમામા ૮ માસ થાય ]

(૧૩) તેર પ્રકારના ક્રિયાસ્થાનક

[૧ અર્થ ક્રિયા–પોતા માટે હિંસા કરે ૨ અનર્થ ક્રિયા–પર માટે હિંસા કરે ૩ હિંસા ક્રિયા–તે મને હણે છે, હણ્યો હતો, હણશે એમ સકલ્પી હિંસા કરે ૪ અકસ્માત્ ક્રિયા–એકને મારવા જતાં વચમા બીજાની હિંસા થાય ૫ દૃષ્ટિ વિપર્યાસ ક્રિયા–દુશ્મન ધારી મિત્રને હણે ૬ મૃષાવા૰ ક્રિયા–અસત્ય બોલે તે ૭ અ૰ત્તાદાન ક્રિયા–ચોરી કરે તે ૮ અભ્યસ્થ ક્રિયા–મનમા દુષ્ટ કલ્પનાઓ કરે તે ૯ માન ક્રિયા–અભિમાન કરે તે ૧૦ મિત્રદોષ ક્રિયા–સ્વજનને અલ્પ અપરાધે બહુ દડ દે તે ૧૧ માયા ક્રિયા–કપટ કરે તે ૧૨ ૧૨ લોભ ક્રિયા–લાલચ–તૃષ્ણા ૧૩ ઇર્યાપથિકા ક્રિયા–માર્ગમા ચાલતા હિસા થાય તે ]

(૧૪) ચૌદ પ્રકારના જીવ

[ ૧–૨ સૂક્ષ્મ એકેદ્રિય અપર્યાપ્ત અને પર્યાપ્ત ૩–૪ બાદર એકેદ્રિય અપર્યાપ્ત અને પર્યાપ્ત ૫–૬ બેઈદ્રિય અપર્યાપ્ત અને પર્યાપ્ત ૭–૮ ત્રિઈદ્રિય અપર્યાપ્ત અને પર્યાપ્ત ૯–૧૦ ચૌઈદ્રિય અપર્યાપ્ત અને પર્યાપ્ત ૧૧–૧૨ અસજ્ઞી પચેદ્રિય અપર્યાપ્ત અને પર્યાપ્ત ૧૩–૧૪ સજ્ઞી પચે૰દ્રિય અપર્યાપ્ત અને પર્યાપ્ત ]

(૧૫) પદર પ્રકારના પરમાધામી દેવ

[૧ આમ ૨ આમ્રરસ ૩ શામ, ૪ સબલ, ૫ રુ૰, ૬ વૈરુદ, ૭ કાળ ૮ મહાકાળ, ૯ અસિપત્ર, ૧૦ ધનુષ્ય, ૧૧ કુભ, ૧૨ વાલુક, ૧૩ વૈતરણી, ૧૪ ખરસ્વર, ૧૫ મહાઘોષ ]

(૧૬) સૂત્રકૃતાગ ( સૂયગડાગ ) સૂત્રના પ્રથમશ્રુત સ્કધના ૧૬ અધ્યયન

[ ૧ સ્વસમય-પરસમય, ૨ વૈદારિક, ૩ ઉપસર્ગ પ્રજ્ઞા, ૪ સ્ત્રી પ્રજ્ઞા, ૫ નરકવિભક્તિ, ૬ વીરસ્તુતિ, ૭ કુશીલ પરિભાષા, ૮ વીર્યાધ્યયન ૯ ધર્મ ધ્યાન, ૧૦ સમાધિ ૧૧ મોક્ષમાર્ગ, ૧૨ સમવસરણ, ૧૩ યથાતથ્ય, ૧૪ ગ્રંથી, ૧૫ યમતિથિ, ૧૬ ગાથા ]

(૧૭) સત્તર પ્રકારના અસયમ

[૧ પૃથ્વી, ૨ અપ્, ૩ તેજસ્, ૪ વાયુ, ૫ વનસ્પતિ, ૬ બે ઇંદ્રિય, ૭ ત્રિઈંદ્રિય, ૮ ચૌઈંદ્રિય, ૯ પચેન્દ્રિય, ૧૦ અજીવ, ૧૧ પ્રેક્ષા, ૧૨ ઉત્પ્રેક્ષા, ૧૩ પ્રમાર્જન, ૧૪ પારિસ્થાપનિક, ૧૫ મન, ૧૬ વચન, ૧૭ કાયા સબધી અસયમ.]

(૧૮) અઢાર પ્રકારનુ બ્રહ્મચર્ય

[૧ ઔદારિક શરીર સબધી ભોગ મન-વચન-કાયાથી સેવવા નહિ, એ ૩, સેવરાવવા નહિ એ ૩, સેવતા પ્રતિ અનુમો ન આપવુ નહિ એ ૩, એમ કુલ ૯ એજ પ્રમાણે ૯ પ્રકાર વૈક્રિય શરીર સબધી સજવા ]

(૧૯) જ્ઞાતાસૂત્રના ૧૯ અધ્યયન

[૧ ઉક્ષિપ્ત-મેઘકુમારનું, ૨ ધન્ય સાર્થવાહ અને વિજય ચોરનું ૩ મયૂર-ઇંડાનુ ૪ કૂર્મ-કાચબાનું, ૫ શૈલક રાજર્ષિનું, ૬ તુંબડાનું ૭ ધન્ય સાર્થવાહ અને ચાર વહુનું, ૮ મ ની ભગવતીનું, ૯ જિનપાલ જિનરક્ષિતનું, ૧૦ ચ ન્ની કળાનું, ૧૧ દાવદવા વૃક્ષનું, ૧૨ જિતશત્રુ રાજા ને સુબુદ્ધિ પ્રધાનનું, ૧૩ નંદ મણિયારનું, ૧૪ તેતલિપુત્ર પ્રધાન ને પોટીલા સોનાર પુત્રીનું, ૧૫ નદી ફળનું, ૧૬ અવરક કાનું ૧૭ સમુદ્ર અશ્વનું, ૧૮ સુસીમા દારિકાનું, ૧૯ પુડરીક-કુડરીકનું ]

(૨૦) વીસ પ્રકારના અસમાધિસ્થાનક

[ ૧ ઉતાવળુ ચાલે, ૨ પૂજ્યા વિના ચાલે, ૩ દુષ્ટ રીતે

પૂજે, ૪ વધુ આસનો રાખે, ૫ વડા-વડીલની સામું બોલે, ૬ સ્થવિર-વૃદ્ધનો ઉપઘાત કરે, ૭ એકેન્દ્રિયાદિનો પોતાના સુખને અર્થે ઉપઘાત કરે, ૮ પ્રતિક્ષણ ક્રોધ કરે, ૯ હમેશાં ક્રોધ પ્રદીપ્ત રાખે, ૧૦ બીજાની નિંદા કરે, ૧૧ નિશ્ચયવાળી ભાષા બોલે, ૧૨ નવો કલેશ ઉત્પન્ન કરે, ૧૩ જૂના કલેશને જાગૃત કરે, ૧૪ અકાળે સ્વાધ્યાય કરે, ૧૫ સચિત્ર દ્રવ્યથી ખરડાયલા હાથ-પગે આહારાદિ લે, ૧૬ શાંતિ સમયે કે પ્રહર રાત્રિ પછી ગાઢ અવાજ કરે, ૧૭ ગચ્છમા ભેદ ઉત્પન્ન કરે, ૧૮ ગચ્છમા કલેશ કરી મનોદુ:ખ ઉત્પન્ન કરે, ૧૯ સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી અશનાદિ લીધા કરે, ૨૦ અને વણિક આહાર લે.]

(૨૧) એકવીસ પ્રકારના સબલ કર્મ (ચારિત્રને મલિન કરવાના હેતુ રૂપ કર્મ)

[૧ હસ્તકર્મ, ૨ મૈથુન, ૩ રાત્રિભોજન, ૪ આધાકર્મી આહાર ભોગવવો તે, ૫ રાજપિંડનું ભોજન, ૬ પાચ બોલનું સેવન વેચાતું-ઉછીનું-બળાત્કારે-ભાગી રની આજ્ઞા વિના-સ્થાનમાં સામું લાવેલું-આપવુ લેવુ તે, ૭ પ્રત્યાખ્યાન કર્યા છતા ભોગવે તે ૮ મહીનાની અંદર ત્રણવાર પાણીનો લેપ કરે તે * ૯ છ માસમા એક ગણમાંથી બીજા ગણમા જાય તે ૧૦ એક માસમા ૩ માયાના સ્થાનક ભોગવે તે ૧૧ શય્યાતરનો આહાર જમે તે ૧૨ ઈરાદા પૂર્વક હિંસા કરે તે ૧૩ ઈરાદાપૂર્વક અસત્ય બોલે તે ૧૪ ઈરાદા પૂર્વક ચોરી કરે તે ૧૫ ઈરાદાપૂર્વક સચિત્ત પૃથ્વીપર શય્યાદિ કરે તે ૧૬ ઈરાદાપૂર્વક સચિત્ત મિશ્ર પૃથ્વી પર શય્યાદિ કરે તે ૧૭ સચિત્ત શિલા ઝીણા જીવ રહે તેવા કાષ્ઠ, બીજ, લીલોતરી

* પાણીનો લેપ-હદકદેર કરવો એટલે પાણીવાળી મોટી નદી ઉતરવી તે

ઇત્યાદિ પર શય્યાદિ કરે તે ૧૮ ઇરાદાપૂર્વક મૂળ-કંદ-સ્કંધ-ત્વચા-શાખા-પ્રવાળ-પત્ર-પુષ્પ-ફળ-બીજ એ દસનો સચિત્ત આહાર કરે તે ૧૯ એક વર્ષમા દસ ઉદકલેપ કરે તે ૨૦ એક વર્ષમા ૧૦ માયાના સ્થાનક સેવે તે ૨૧ જળથી ભીના હોય પાત્ર, વગેરે વડે ભોજન આપે તો લઇ ઇરાદાપૂર્વક ભોગવે તે ]

(૨૨) બાવીશ પ્રકારના પરિષહ

[૧ ભૂખ, ૨ તરસ, ૩ ટાઢ, ૪ તાપ, ૫ ડાંસ મચ્છર, ૬ વસ્ત્રરહિતતા, ૭ અરતિ, ૮ સ્ત્રી, ૯ ચાલવુ તે, ૧૦ એક આસને સ્થિર રહેવુ તે, ૧૧ પ્રતિકૂળ ઉપાશ્રય ૧૨ આક્રોશ, ૧૩ વધ, ૧૪ યાચના, ૧૫ અલાભ, ૧૬ રોગ, ૧૭ તૃણસ્પર્શ, ૧૮ મેલ, ૧૯ સત્કાર-પુરસ્કાર, ૨૦ પ્રજ્ઞા, ૨૧ અજ્ઞાન, ૨૨ દર્શન]

(૨૩) સૂત્રકૃતાંગ સૂત્રના ૨૩ અધ્યયન

[સૂત્રકૃતાંગ સૂત્રના પહેલા શ્રુતસ્કંધના ૧૬ અધ્યયન ૧૬ મા બોલમા ઉપર કહ્યા છે બીજા શ્રુતસ્કંધના ૭ અધ્યયન આ પ્રમાણે — ૧ પુંડરીક કમળનું, ૨ ક્રિયાસ્થાનકનું, ૩ આહાર પ્રતિજ્ઞાનું, ૪ પ્રત્યાખ્યાન ક્રિયાનું ૫ અણગાર સુતનું, ૬ આર્દ્ર કુમારનું, ૭ ઉદક-પેઢાલ પુત્રનું ]

(૨૪) ચોવીસ પ્રકારના દેવ

[ દસ ભવનપતિ, આઠ વાણવ્યંતર, પાચ જ્યોતિષી, એક વૈમાનિક, કુલ ૨૪]

(૨૫) પચીસ પ્રકારની પાચ મહાવ્રતની ભાવના*

(૨૬) છવીસ પ્રકારે દશાશ્રુતસ્કંધ, બૃહત્ કલ્પ અને વ્યવહાર સૂત્રના ઉદ્દેશા

* આ સૂત્રમાંજ—સંવરદ્વારનાં પાંચ અધ્યયનમા પાચે મહાવ્રતની પાંચ—પાચ ભાવનાઓ સમજવી છે

[ દશાશ્રુતસ્કંધના ૧૦, બૃહત્કલ્પના ૬ અને વ્યવહારના ૧૦, કુલ ૨૬ ]

(૨૭) સત્તાવીશ પ્રકારના સાધુના ગુણ

[ ૧ થી ૫ મહાવ્રત ૬ થી ૧૦ પાંચ ઇંદ્રિયોનો નિગ્રહ ૧૧ થી ૧૪ ક્રોધ-માન-માયા-લોભનો વિજય, ૧૫ ભાવ સત્ય, ૧૬ કરણ સત્ય, ૧૭ યોગ સત્ય, ૧૮ ક્ષમા, ૧૯ વૈરાગ્ય, ૨૦-૨૧-૨૨ મન-વચન-કાયાની સમધારણતા, ૨૩ જ્ઞાન, ૨૪ દર્શન, ૨૫ ચારિત્ર ૨૬ વેદના સહિષ્ણુતા, ૨૭ મરણ સહિષ્ણુતા ]

(૨૮) અઠ્ઠાવીશ પ્રકારના આચારકલ્પ

[ આચારાંગના બેઉ શ્રુતસ્કંધના મળીને ૨૫ અધ્યયન, ૨૬ ઉગ્ઘાઇ, ૨૭ અનુગ્ઘાઇ, ૨૮ આરૂહણા ઉપઘાતિક એટલે લઘુ માસાદિક પ્રાયશ્ચિત્ત અને અનુઘાતિક એટલે ગુરૂ માસાદિક પ્રાયશ્ચિત્ત સમજવુ ]

(૨૯) ઓગણત્રીશ પ્રકારના પાપસૂત્ર

[ ૧ ભૂમિકંપ શાસ્ત્ર, ૨ ઉત્પાત શાસ્ત્ર, ૩ સ્વપ્ન શાસ્ત્ર, ૪ અંતરીક્ષ શાસ્ત્ર, ૫ અંગ ફરકવાનું શાસ્ત્ર, ૬ સ્વર શાસ્ત્ર, ૭ વ્યંજન (મસા-તલ વગેરેનું) શાસ્ત્ર ૮ લક્ષણ શાસ્ત્ર એ આઠ સૂત્રથી, આઠ વૃત્તિથી અને આઠ વાર્તિકથી મળી કુલ ૨૪ ૨૫ વિકથાનુયોગ, ૨૬ વિદ્યા અનુયોગ ૨૭ મંત્ર અનુયોગ, ૨૮ યોગ અનુયોગ, ૨૯ અન્યતીર્થિક અનુયોગ ]

(૩૦) ત્રીસ પ્રકારના મોહનીયના સ્થાન૮

[ ૧ ત્રસ પ્રાણીને જળથી હણે ૨ હાથે કરી પ્રાણીના મુખ વગેરે રૂંધી-શ્વાસ રૂંધી હણે ૩ વાધરી-ચામડાથી માથુ વીંટીને મારે, ૪ મુદ્ગરાદિથી માથુ ભેદીને મારે, ૫ ભવોદધિમા બૂડતા જંતુઓને દીપરૂપ એવા મનુષ્યને હણે ૬ સામર્થ્ય છતા

ગોત્ર કર્મની બે અને અંતરાય કર્મની પાચ એ આઠ કર્મની એકત્રીશ પ્રકૃતિનો વિજય ]

(૩૨) બત્રીશ પ્રકારનો યોગ (પ્રશસ્ત વ્યાપાર) સંગ્રહ

[ ૧ પાપનું પ્રાયશ્ચિત્ત લે, ૨ શિષ્યને પ્રાયશ્ચિત્ત આપ્યુ હોય તે ગુરુ બીજાને ન કહે ૩ વિપત્તિમા ધર્મ વિષે દૃઢ રહે ૪ નિશ્રા રહિત તપ કરે, ૫ સૂત્રાર્થ ગ્રહણ કરે ૬ સુશ્રૂષા ટાળે, ૭ અજ્ઞાત કુળની ગૌચરી કરે, ૮ નિર્લોભી થાય, ૯ બાવીશ પરિષહ સહે, ૧૦ સરલ સ્વભાવ રાખે, ૧૧ સત્ય સયમ આચરે ૧૨ સમ્યક્ત્વ નિર્મળ રાખે, ૧૩ સમાધિપૂર્વક રહે, ૧૪ પાચ આચાર પાળે, ૧૫ વિનય કરે, ૧૬ ધૃતિ રાખે, ૧૭ વૈરાગ્ય રાખે, ૧૮ શરીરને સ્થિર રાખે, ૧૯ સારા અનુષ્ઠાન કરે, ૨૦ આસ્રવ રોકે, ૨૧ આત્માના દોષ ટાળે ૨૨ સર્વ વિષયથી વિમુખ રહે ૨૩ મૂળ ગુણ વિષે પ્રત્યાખ્યાન કરે, ૨૪ ઉત્તર ગુણ વિષે પ્રત્યાખ્યાન કરે, ૨૫ અપ્રમાદી થાય, ૨૬ કાળે કાળે ક્રિયા કરે, ૨૭ ધર્મધ્યાનનો સગ્રહ કરે, ૨૮ સવર યોગનો સગ્રહ કરે, ૨૯ મરણ કે રોગ નીપજે તો મનને ક્ષુબ્ધ ન થવા દે, ૩૦ સ્વજનાદિકનો ત્યાગ કરે, ૩૧ પ્રાયશ્ચિત્ત લીધુ હોય તે પાળે, ૩૨ આરાધક-પંડિત મૃત્યુ થાય તેમ આરાધના કરે ]

(૩૩) તેત્રીશ પ્રકારની આશાતના

[૧ શિષ્ય વડા (ગુરુઆદિ)ની આગળ અવિનયે ચાલે, ૨ શિષ્ય વડાની બરાબર-સાથે ચાલે, ૩ વડાની પાછળ અવિનયે ચાલે, ૪-૫-૬ શિષ્ય વડાની આગળ, બરાબર અને પાછળ અવિનયે ઉભો રહે, ૭-૮-૯ વડાની આગળ, બરાબર અને પાછળ અવિનયે બેસે, ૧૦ શિષ્ય વડાની સાથે બહિરભૂમિ જાય અને વડાની પહેલા શુચિ થઇ આગળ આવે,

૧૧ વડા સાથે વિહારભૂમિ જઈ આવી ઇર્યાપથિકા પહેલા પ્રતિક્રમે, ૧૨ કોઈ પુરુષ આવે તેને વડાની પહેલા પોતે બોલાવે, ૧૩ રાત્રે વડા બોલાવે કે કોણ નિદ્રામા છે ને કોણ જાગૃત છે, ત્યારે જાગતા છતા ઉત્તર ન આપે, ૧૪ આહાર વહોરી લાવીને પહેલા બીજા શિષ્યાદિની આગળ કહે અને પછી વડાને કહે, ૧૫ આહારાદિ પહેલા બીજા શિષ્યાદિને બતાવે અને પછી વડાને બતાવે, ૧૬ આહાર માટે પહેલા અન્ય શિષ્યને આમંત્રે અને પછી વડાને આમંત્રે ૧૭ આહાર વહોરી લાવી વડાને કે વૃદ્ધ સાધુને પૂછ્યા વિના પોતાના પ્રિય બીજા સાધુઓને વહેંચી આપે, ૧૮ વડા સાથે જમતા સારૂં શાક વગેરે ઉતાવળે જમે, ૧૯ વડાએ બોલાવ્યા છતા મૌન રહે, ૨૦ વડાએ બોલાવતા છતા આસને રહી હા કહે, કામ બતાવશે એવા ભયથી વડા પાસે ન જાય, ૨૧ વડાએ બોલાવતા મોટા સાદે-અવિનયથી જવાબ આપે, ૨૨ વડા કહે કે આ કાર્ય તમે કરો-તમને લાભ થશે, ત્યારે શિષ્ય વડા પ્રત્યે કહે કે તે તમે જ કરો-તમને લાભ થશે, ૨૩ વડા પ્રત્યે કઠોર-કર્કશ ભાષા વાપરે, ૨૪ વડા જેવા શબ્દો વાપરે તેવા જ શબ્દો શિષ્ય વડા પ્રત્યે વાપરે, ૨૫ વડા વ્યાખ્યાન આપતા હોય, ત્યારે સભામા જઈ બોલે કે તમે કહો છો તે ક્યા છે ? બતાવો ! ૨૬ વડા વ્યાખ્યાન આપે ત્યારે શિષ્ય વડાને કહે કે તમે ભૂલી ગયા છો ૨૭ વડા વ્યાખ્યાન આપતા હોય ત્યારે શિષ્ય પોતે સારૂં ન જાણી ખુશ ન રહે, ૨૮ વડાના વ્યાખ્યાન વખતે સભામા ભંગ પડે તેમ અવાજ કરે બોલી ઉઠે, ૨૯ વડાના વ્યાખ્યાનમા શ્રોતાઓને નાખુશ કરે, ૩૦ વડાનું વ્યાખ્યાન પૂરૂં થયા પહેલા શિષ્ય વ્યાખ્યાન શરૂ કરે, ૩૧ વડાની શય્યાને પગે ઘસે, હાથે અફાળે, ૩૨ વડાની શય્યા ઉપર ઊભો રહે, બેસે, સુએ, ૩૩ વડાથી ઉચ્ચ આસને કે બરાબર આસને બેસે, ઉભો રહે કે સુએ એ ૩૩ પ્રકારે આશાતના થાય તેમ જાણવું ]

(૩૪) બત્રીસ પ્રકારના સુરેન્દ્રો*

[૨૦ ભવનપતિ, ૧૦ વૈમાનિક અને ૨ જ્યોતિષી, કુલ ૩૨]

એ પ્રકારે એકથી એક-એક વધારતા તેત્રીસ એકાગ્ર ચિત્તે વિરમણ કરવા યોગ્ય સ્થાનક છે તેને વિષે, અવિરતિને વિષે, અને બીજા પણ અનેક સ્થાનકો જે જિનભાષિત છે, સત્ય છે, શાશ્વત ભાવે ઠરી અવસ્થિત છે, તે સ્થાનકો-પદાર્થોને વિષે શંકા (સંદેહ), કાંક્ષા (અન્ય મતનો અભિલાષ) નિરાકરીને-ટાળીને ભગવાનના શાસનને જે સાચો કરીને માને છે, જે નિયાણા (નિદાન) રહિત છે, જે ગર્વ રહિત છે, જે લોલુપતાથી રહિત છે, અને જે મન-વચન-કાયાની ગુપ્તિ સહિત છે તે સાધુ છે મહાવીર ભગવાનના વચનને અનુસરતા વિરતિના વિસ્તાર રૂપ બહુવિધ પ્રકારવાળો, નિર્મળ સમ્યક્ત્વથી સુબદ્ધ મૂળવાળો, ધૃતિરૂપી કંદવાળો, વિનયરૂપી ક્યારા-વેદિકાવાળો, ત્રણે લોકમાં વિસ્તરેલ યશવાળો, જાડા-મોટા-સુજાત થડવાળો, પાંચ મહાવ્રતરૂપી વિશાળ શાખાવાળો, ભાવનારૂપી છાલના અંતવાળો, શુભ યોગ તથા જ્ઞાનરૂપી પલ્લવ તથા સુંદર અંકુર ધારનારો, બહુગુણરૂપી પુષ્પોથી સમૃદ્ધ, શીલરૂપી સુગંધવાળો, અનાસ્રવરૂપી ફળવાળો, મોક્ષરૂપી બીજથી યુક્ત એવો સંવરરૂપી તરૂવર મેરૂપર્વતના શિખરની ચૂલિકાની પેઠે મોક્ષના બીજરૂપ મુક્તિ (નિર્લોભતા) માર્ગના શિખર ઉપર વિરાજી રહ્યો છે

* અહીં અનુક્રમ જોતા ૩૪ પ્રકારના જોઇએ પરન્તુ સૂત્રમાં વસ્તુત ૩૨ માલૂમ પડે છે બીજા ગ્રંથોમાં કોઈ સ્થળે ૩૪ ની સંખ્યા દેખાડે છે

## સાધુને શું ન કલ્પે ?

છેલ્લા સંવરદ્વારમા જે ન કલ્પે તે હવે કહે છે ગામ-આગર-નગર-ગામડું-કબ્બડ-મંડપ-દ્રોણમુખ- પટ્ટણ વગેરેમા જે કાંઈ થોડું કે ઘણું, નાનું કે મોટું (પદાર્થ) પડ્યુ હોય તે, ત્રસ કાયરૂપ પદાર્થ (સચેત કે અચેત કોડા વગેરે), સ્થાવર કાયરૂપ પદાર્થ (રત્નાદિ), સામાન્ય વસ્તુ, મન વડે કરીને પણ પરિગ્રહવા કલ્પે નહિ, હિરણ્ય-સુવર્ણ-ક્ષેત્ર-ગૃહ પણ પરિગ્રહવા કલ્પે નહિ, દાસી-દાસ-ભૃત્ય-પ્રેષક (સંદેશવાહક)-ઘોડા-હાથી-ગાય-બકરા પરિગ્રહવા ન કલ્પે, યાન-વાહન-શયન-આસન-છત્રાદિ પરિગ્રહવા ન કલ્પે, કમંડલ-જોડા-મોરપીંછના પંખા-વીંજણા-સાગપત્રના વીંજણા પરિગ્રહવા ન કલ્પે, લોહ-કથીર-તામ્ર-સીસું-કાંસુ-રૂપું-સોનું-મણી-મોતી-સીપના પડા-શંખ-હાથીદાંતના મણી-શૃંગ-શિલા-પરવાળા-કાચ-વસ્ત્ર-ચર્મ-પાત્ર અને બીજા મૂલ્યવાન પદાર્થો વગેરે જે લોભને ઉપજાવનારા છે તે ગુણવંતે એકાગ્ર ચિત્તે પરિગ્રહવા કલ્પે નહિ વળી પુષ્પ-ફળ-કંદ-મૂલાદિ, ચોખા વગેરે સત્તર પ્રકારના બીજ, સર્વ પ્રકારના ધાન્ય ત્રણે યોગે કરીને ઔષધ-ભેષજ-ભોજનાદિને અર્થે સંજતિએ પરિગ્રહવા કલ્પે નહિ શા કારણે ? અપરિમિત જ્ઞાન-દર્શન ધરનારા, શીલ-ગુણ-વિનય-તપ-સંયમના નાયક એવા તીર્થંકરોએ તથા આખા જગતના જીવોના હિતકારી અને ત્રણે લોકમા પૂજ્ય એવા જિનવરોએ (કેવળજ્ઞાને કરીને) તેમા (પુષ્પ-ફળ-ધાન્યાદિમા) જીવજગતનું ઉત્પત્તિસ્થાન દીઠું છે તેથી તે કલ્પે

નહિ (તેના પરિગ્રહથી) જીવ-જગતનું ઉત્પત્તિસ્થાન સમુચ્છિન્ન થાય તે કારણથી શ્રમણસિંહો (મુનિપુંગવો) તેને વર્જે છે વળી રાંધેલા ચોખા, બાફેલા અડદ, ગજ (એક પ્રકારની ખાદ્ય વસ્તુ), સાથવો, બોરકુટ (અથવા દહીંનો મરકો), સેકેલું ધાન્ય, તલવટ, મગ વગેરેની દાળનો બનાવેલો પદાર્થ (જેમા વિકૃતિ પેદા થાય તે), તલપાપડી, વેડમી રોટલી, મીઠા રસમા બોળેલા પક્વાન્નો (જેવા કે ગુલાબ જાંબુ, મુરબ્બા વગેરે), ચૂર્ણકોશક (જેમા મીઠા ચૂર્ણો-પદાર્થો ભરેલા હોય તે, જેવા કે ઘારી-ઘુઘરા-કચોરી વગેરે), શિખંડ, દાળના વડા, મોદક-લાડવા, દૂધ, દહીં, ઘી, માખણ, તેલ, ગોળ, ખાંડ, સાકર, મધ, મદ્ય, માંસ, ખાજા, વિવિધ પ્રકારના ચટણી-અથાણા-રાઈતા, ઇત્યાદિ પ્રણીત રસયુક્ત પદાર્થો ઉપાશ્રયમા, પરઘરમા અથવા અરણ્યમા સાધુએ પાસે રાખવા (કે સંગ્રહ કરવા-પરિગ્રહવા) કલ્પે નહિ * વળી જે સાધુને ઉદ્દેશીને કર્યું હોય, રાખી મૂકયું હોય, રચ્યું (તૈયાર કરી રાખ્યુ) હોય, પર્યવજાત કરી રાખ્યું હોય (પર્યાયનું અવસ્થાતર કરીને રાખ્યું હોય, જેમકે દૂધ-ભાત એકઠા કરી કરબો તૈયાર કર્યો હોય), રસબિંદુ પડતા હોય તેવું કાંઈ, સાધુને અર્થે અંધારામા અજવાળુ કરીને આપવામા આવેલુ, ઉછીતું લઇ આપેલુ, કાંઈક પોતાને અર્થે અને કાંઇક સાધુને અર્થે તૈયાર કરેલુ (મિશ્ર), સાધુ માટે વેચાતું લઇ રાખેલુ, સાધુને મહેમાન

* તે સમયે અન્યમતિ સાધુ-વૈરાગી યાચકાદિમા ચાલતા ભોજન-સંગ્રહાદિના વ્યવહાર ઉપર ધ્યાન આપીને ભગવાને આ નિષેધ ફરમાવ્યો છે.

માનીને દાન તરીકે આપેલુ, દાન-પુણ્યને અર્થે આપેલુ, શાક્યાદિ તાપસ-૨ક યાચકને અર્થે તૈયાર કરેલુ, પશ્ચાત કર્મી (સાધુને આપીને પછી હાથ ધુએ તે), પુરોકર્મી (પહેલા હાથ ધોઇને પછી વહોરાવે તે), સદા એક ઘરનો આહાર, પાણી આદિથી ખરડેલો આહાર, અતિરિક્ત (૩૨ કોળીયાથી વધુ) આહાર, મુખરીપણાથી (વાચાળપણે બોલીને-સ્તુતિ-ખુશામત કરીને) મેળવેલો આહાર, સાધુને અર્થે સામો આણેલો આહાર, માટી-છાણાદિથી લીપેલુ ઉઘાડીને આપેલો આહાર, બાળકાદિની પાસેથી છીનવી લઇને આપેલો આહાર, બે જણાની વસ્તુ એક જણ (બીજાના ભાવવિના) આપે તે, તિથિમા (મદનતેરશાદિ)-યજ્ઞ-પૂજાદિને વિષે-ઉત્સવ (ઇંદ્રમહોત્સવાદિને) વિષે-ઉપાશ્રયની અદર કે બહાર સાધુને અર્થે રાખેલુ તે બધુ (આહાર-પદાર્થો-વસ્ત્રો ઇત્યાદિ) હિંસાવાદથી યુક્ત હોઇને સાધુએ પરિગ્રહવા કલ્પે નહિ

**સાધુને શુ કલ્પે ?**

હવે શુ શુ સાધુએ લેવુ કલ્પે તે કહે છે (આચારાગ સૂત્રના) 'પિંડેષણા' અધ્યયનમા ૧૧ મા ઉદ્દેશામા કહ્યા મુજબ શુદ્ધ, વેચાતો લીધેલો-વિનાશ કરી નીપજાવેલો-અગ્નિથી રાધેલો એ ત્રણ કાર્યનુ કરણ-કરાવણ અને અનુમોદન-એ પ્રકારે નવ કોટિએ કરીને વિશુદ્ધ (અર્થાત્ એમાનો કોઇ પણ દોષ ન લાગે તે પ્રકારનો), એષણાના દસ દોષથી મુક્ત, ઉદ્ગમ દોષ તથા ઉત્પાદન દોષથી એષણાશુદ્ધ, ચેતનારહિત-અચેતન થએલુ-જીવસમર્ગથી ત્યજાએલુ એવુ પ્રાશુક, સયોજના દોષથી રહિત, અગારદોષથી

રહિત, ધૂમ્રદોષથી રહિત ભોજન વહોરી છ સ્થાનક નિમિત્તે (વિયણ-વૈયાવચ્ચ આદિ છ સ્થાનક), છ કાય જીવોના પરિ રક્ષણને અર્થે, સાધુએ રોજ રોજ પ્રાશુક ભિક્ષાએ વર્તવું વળી સુવિહિત સાધુ (પાસત્થાદિ ભાવથી રહિત સાધુ) ને બહુ પ્રકાર રોગ થાય, દુ ખ થાય, વાયુની અધિકતા થાય, પિત્તપ્રકોપ થાય, શ્લેષ્મનો પ્રકોપ થાય, સન્નિપાત ઉપજે, લેશ સુખ હોય તે પણ ટળે, ઘણું કષ્ટ થાય, ગાઢ દુ ખ ઉપજે, અશુભ-કડવો-કઠોર-પ્રચંડ ફળવિપાક ભોગવવો પડે, મહા ભય ઉપજે, જીવનનો અંત લાવનાર કારણ ઉત્પન્ન થાય, આખા શરીરને પરિતાપના-પીડા ઉપજે, એવા દુઃખો થાય, તોપણ સાધુને પોતાને અર્થે કે પરને અર્થે ઔષધ-ભેષજ, ભાત-પાણી પાસે રાખવા કલ્પે નહિ વળી સુવિહિત, પાત્રાના ધરનાર સાધુને ભાજન, માટીનું વાસણ, વસ્ત્રાદિ ઉપધિ, (વિશેષ) ઉપકરણ જેવા કે પાત્રા, પાત્રા બાંધવાની ઝોળી, પાત્રા પૂજવાની પૂંજણી, પાત્રસ્થાપન કરવાની કામળીનો કકડો, ત્રણ પડલા (ભિક્ષાકાળે પાત્રને ઢાંકવાના વસ્ત્રના કકડા), રજસ્ત્રાણ (પાત્રા વીંટવાના વસ્ત્ર), ગુચ્છો, ત્રણ પ્રચ્છાદક (શરીર ઢાંકવાના વસ્ત્ર -બે સૂતરના અને એક ઊનનું), રજોહરણ, ચોલપટો, મુહપત્તી, પાયલૂંછણું, એટલા વાના કલ્પે સંયમના ઉપષ્ટંભને અર્થે, વાયુ-તાપ-ડાંસ-મસલા-ટાઢમાંથી રક્ષણને અર્થે, રાગદ્વેષરહિતપણે એ ઉપકરણો પણ સાધુએ ભોગવવાના છે વળી એ ભાજન-પાત્રાદિ ઉપકરણોને સાધુએ રોજ-રોજ પ્રતિલેખવા (જોવા), બધી દિશાએ પૂજવા, પ્રમાર્જવા,

રાત્રિ-દિવસ અપ્રમત્ત થઈને નિરંતર મૂકવા તથા લેવા

**મોક્ષના સાધકના લક્ષણો**

એ રીતે જે સંયમવંત છે, વિમુક્ત છે, નિઃસંગ છે, પરિગ્રહરહિત રૂચિવાળા છે, મમતારહિત છે, સ્નેહબંધનરહિત છે, સર્વ પાપથી વિરત છે, વાંસલે કરી છેદે તેને અને ચંદનનો લેપ કરે તેને (અપકારીને તેમજ ઉપકારીને) સમાન ગણનારા છે, તૃણ-મણિ-મુક્તા-પાષાણ-કંચનને એકસરખા માનનારા છે, માન તથા અપમાનને સરખા માનનારા છે, (પાપ રૂપી) રજને ઉપશમાવનારા છે, રાગદ્વેષને શમાવનારા છે, (પાંચ) સમિતિએ સમિત છે, સમ્યક્ દૃષ્ટિવંત છે, સર્વ પ્રાણભૂતને સમાન માનનારા છે, તે નિશ્ચયે સાધુઓ છે, શ્રુતને ધારણ કરનારા છે, ક્રિયાને વિષે ઉદ્યમવંત-આળસરહિત છે, સંયતિ છે વળી એવા મોક્ષના સાધક (સુસાધુ) છે, તેઓ સર્વ ભૂતો (પૃથ્વી આદિ) ના શરણ રૂપ, સર્વ જગતના વાત્સલ્યકારી, સત્યભાષક, સંસારમાં સ્થિત હોવા છતાં સંસારનો સમુચ્છેદ કરનારા, સદા મરણના પારગામી, સર્વના સંશયને ટાળનારા, આઠ પ્રવચનમાતા (પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ)એ કરી આઠ કર્મની ગ્રંથીના વિમોચક (છોડનારા-મૂકનારા), આઠ મદનું મર્દન કરનારા, સ્વસમયકુશળ ( સ્વસિદ્ધાન્તનિપુણ ), સુખદુઃખને વિષે હર્ષ-વિષાદથી રહિત, બાહ્ય તથા આભ્યંતર તપ રૂપી ઉપધાનને વિષે સુષ્ઠુપણે ઉદ્યુક્ત (સાવધાન), ક્ષમાવંત, ઇંદ્રિયોને દમનારા, (સર્વ જીવોના) હિતને વિષે તત્પર, ઇર્યા સમિતિ-ભાષા સમિતિ-એષણા સમિતિ-

આદાનમંડ માત્ર નિક્ષેપના સમિતિ-મન ગુપ્તિ-વચન ગુપ્તિ-કાય ગુપ્તિને પાળનાર, ઇંદ્રિયોને ગોપવનાર, ગુપ્તેંદ્રિય બ્રહ્મચારી, ત્યાગી, રજ્જુવત્ (સરલ), ધનવત (ધન્ય) તપસ્વી, ક્ષાન્તિક્ષમ (ક્ષમાએ કરી સહન કરનાર-ક્ષમાસમર્થ), જિતેંદ્રિય, (ગુણે કરી) શોભિત, નિદાનથી (નિયાણાથી) રહિત, (સંયમપૂર્વક) બહારની લેશ્યાથી રહિત, મમતારહિત, અકિંચન (દ્રવ્યરહિત), છિન્ન ગ્રંથ (બાહ્ય-અભ્યંતર ગ્રંથીનું છેદન થયું હોય તેવા), (કર્મમળના) લેપથી રહિત, નિર્મળ કાંસાના વાસણ ઉપર જેમ પાણી રહે નહિ તેવા (સ્નેહ સબંધરહિત), શંખ જેવા નિરંજન (રંગ ન લાગે તેવા), રાગ-દ્વેષ-મોહથી રહિત, કાચબાની પેઠે ઇંદ્રિયોને ગોપવનારા, સુવર્ણની પેઠે રૂપ સહિત (નિર્મળ), કમળની પાંદડીની પેઠે નિર્લેપ, ચંદ્રની પેઠે સૌમ્ય ભાવયુક્ત, સૂર્યની પેઠે દીપતા તેજવાન, મેરૂ પર્વતની પેઠે અચળ, સમુદ્રની પેઠે ક્ષોભરહિત, નિર્ભય, પૃથ્વીની પેઠે સર્વ પ્રકારના સ્પર્શોને સહન કરનારા, તપસ્યા વડે ભસ્મના આચ્છાદનથી ઢંકાયલા અગ્નિ જેવા બળતા અગ્નિ જેવા તેજથી જ્વલંત (જેમ રાખથી ઢંકાયેલ અગ્નિ બહારથી મ્લાન દેખાય છે તેમ તપસ્યાથી સાધુ શરીરે મ્લાન દેખાય છે, પરંતુ અગ્નિ અંદરથી જ્વલંત હોય છે, તેમ સાધુ અંતરમાં શુભ લેશ્યાથી દીપ્તિમાન હોય છે), ગોશીર્ષ ચંદનની પેઠે શીતળ, (શીલની) સુગંધયુક્ત, દ્રહની પેઠે સમભાવયુક્ત (ઉંડા ધરાના પાણી વાયુથી પણ ક્ષુબ્ધ થતા નથી તેમ), ઓપેલા સુનિર્મળ અરીસામંડળના તળીયાની પેઠે પ્રકટ ભાવે કરીને શુદ્ધ

ભાવયુક્ત, શૌડીર (શૂરવીર)ના જેવા (પરિષહ રૂપી સૈન્યની સામે લડનારા), (યુદ્ધભૂમિમાં) હાથીના જેવા, (સંયમભાર વહવામાં) વૃષભ જેવા સમર્થ, સિંહ જેમ મૃગોનો અધિપતિ હોય છે તેના જેવા અજિત, શરત્ કાળના પાણી જેવા શુદ્ધ હૃદયના, ભારંડપક્ષીના જેવા અપ્રમત્ત, ખડ્ગવિષાણ (ગેંડા જેવો એક શીંગડાવાળો પશુ) ના જેવા એકીભૂત (રાગદ્વેષથી રહિત), સ્થાણની પેઠે ઉર્ધ્વકાય-કાયોત્સર્ગ કરનારા, સૂના ઘરના જેવા અપ્રતિકર્મી (સુશ્રૂષા નહિ કરનારા), શૂન્ય અને વાયુવર્જિત ગૃહમાંના દીવાની પેઠે કંપરહિત ધ્યાનવાળા, અસ્તરાની પેઠે એક ધારે વહેનારા (સાધુ ઉત્સર્ગ લક્ષણે કરી એક ધારે વહેનારા), સર્પની પેઠે એક દૃષ્ટિવાળા (વાંકુ નહિ જોનારા), આકાશના જેવા નિરાલંબન, પક્ષીના જેવા સર્વથા વિમુક્ત-અપરિગ્રહી, જેમ સર્પ બીજાના કરેલા દરમાં વસે છે તેમ બીજાએ બનાવેલા સ્થાનમાં રહેનારા, વાયુની પેઠે અથવા જીવની ગતિની પેઠે અપ્રતિહત (વિહાર કરનારા), ગામેગામે એક રાત્રિ અને નગરે-નગરે પાંચ રાત્રિ વિચરનારા, જિતેંદ્રિય, પરિષહને જીતનારા, નિર્ભય, વિદ્વાન્ (ગીતાર્થ), સચિત્ત-અચિત્ત-મિશ્ર દ્રવ્યને વિષે વિરાગ ધારણ કરનારા, સર્વથા વિરતિયુક્ત-પરિગ્રહથી નિવૃત્ત, મુક્ત-લોભરહિત, ગર્વરહિત, આકાંક્ષારહિત, જીવન-મરણની આકાંક્ષાથી રહિત, સ્નેહરહિત, અતિચારરહિત ચારિત્રવાળા, કાયરતા રહિત, અને નિરંતર અધ્યાત્મ ધ્યાનને કાયાએ કરી પાળનારા છે એ પ્રકારે (સાધુ) એકાગ્રચિત્ત થઈને ઉપશાંત વિરતિને આચરે

પાચ ભાવનાઓ.

આ પરિગ્રહ વિરમણ વ્રતના રક્ષણને અર્થે ભગવાને સુકથિત, આત્મહિતકર, પરભવને વિષે સુખના કારણરૂપ, આગામી કાળે કલ્યાણકારક, શુદ્ધ, ન્યાયપથ પ્રકાશક, અ કુટિલ, સર્વોત્તમ, સર્વ દુઃખ-પાપનું ઉપશમન કરનાર પ્રવચન કરેલું છે તે છેલ્લા વ્રતની પાચ ભાવનાઓ આ પ્રમાણે છે

પરિગ્રહ વિરમણ વ્રતના રક્ષણને અર્થે પહેલી ભાવનાએ શ્રોત્રેન્દ્રિયે મનોજ્ઞ અને મધુર શબ્દો સાભળીને પણ નિસ્પૃહ રહેવું તે શબ્દો કેવા હોય? મોટા મુખવાળા મૃદંગ, પણવ (નાનો ઢોલ), મોટો ઢોલ, કચ્છભિ (નારદની વીણા), વીણા, વિપચી (એક જાતની વીણા), વલ્લકી (બીજી જાતની વીણા), બદ્ધીસક (વાદિત્ર વિશેષ), સુઘોષા (ઘટા), નંદિ (એક જાતનું વાદિત્ર), સાત તારની વીણા, વાસળી, તુણક (વાદ્યવિશેષ), પવક (વાદ્યવિશેષ), તંત્રી (એક જાતની વીણા), તાળી, કરતાલ (કાસાની), તૂર (વાદ્ય), એવા વાદિત્રોના નાદ, ગીત, વાદ્ય, નટ, નર્તક, બજાણીયા, મલ્લ, મુષ્ટિમલ્લ, ભાડ, કથાકાર, જળમા કૂદી રમનાર, રાસ રમનાર, શુભાશુભ કહેનાર, લંખ (વાસ ઉપર ખેલનાર), મંખ (ચિત્રપટ દેખાડનાર), તૂણ વગાડનાર, તુંબડાની વીણા વગાડનાર, તાલોટા વગાડનાર, એ બધાની વિધવિધ ક્રિયાએ અનેક પ્રકારના મધુર સ્વરો, સુસ્વર ગીતો, (એવું સાભળી સાધુએ તેમા આસક્તિ કરવી નહિ); તેમજ કંચી (કંદ... ઓનું બનાવેલું સ્ત્રીઓએ પહેરવાનું કમરનું આભૂષણ), કં...

મેખલા, કલાપક (ગળાનું ઘરેણું), પ્રતરક (આભરણ વિશેષ), પહેરક (એક જાતનું આભરણ), પગના ઝાંઝર, ઘટડીઓ, નાની ઘટડીઓ, જાંગે પહેરવાનું આભરણ, જાળી સરખુ આભરણ, મુદ્રિકા, નેપૂર, ચરણમાલિકા, કનક-નિગડ-જાલક (જૂદી જૂદી જાતના ઘરેણાં), એ બધા આભરણોના શબ્દો કે જે લીલાપૂર્વક ચાલતા ઉત્પન્ન થાય છે, (તે સાભળવામા સાધુએ આસક્તિ કરવી નહિ), તેમજ તરૂણ સ્ત્રીઓના હાસ્ય, શબ્દો, કલરવ, ગુંજારવ, એવા મધુર સ્વરયુક્ત વચનો, સ્તુતિના વચનો અને બીજા અનેક પ્રકારના મધુર સ્વરવાળા મનુષ્યોએ બોલેલા શબ્દો કે જે મનોજ્ઞ હોય અને કર્ણપ્રિયકારક હોય, તેને વિષે સાધુએ સગ કરવો નહિ (આસક્તિ કરવી નહિ), રાગ કરવો નહિ, ગૃદ્ધ થવું નહિ, મૂર્છાવું નહિ (મોહ પામવો નહિ), તેને અર્થે આત્માનો ઘાત કરવો નહિ, લોભાવુ નહિ, તુષ્ટ થવુ નહિ, હસવુ નહિ, સ્મરણ કરવુ નહિ અને તેને વિષે મતિ રાખવી નહિ તેવીજ રીતે શ્રોત્રેન્દ્રિયે કરીને અમનોજ્ઞ તથા પાપના હેતુ રૂપ શબ્દો જેવા કે આક્રોશ વચન, કઠોર વચન, નિંદા વચન, અપમાનના શબ્દો, તર્જના (તુચ્છકાર) ના શબ્દો, નિર્ભર્ત્સનાના વચન, દીન વચન, ત્રાસજનક શબ્દો, કોપના વચનો, રૂદન, આરડવાના શબ્દો, ક્રંદન, (શિયાળના જેવી) ચીસ-પોકાર, કરૂણાજનક સ્વર, વિલાપના સ્વર ઈત્યાદિ અનેક પ્રકારના અમનોજ્ઞ અને પાપના હેતુ રૂપ શબ્દો સાભળીને સાધુએ રોષ કરવો નહિ, હેલણા કરવી નહિ, નિંદા કરવી નહિ, લોક સમક્ષ વાંકુ બોલવું નહિ, છેદન

કરવુ નહિ, ભેદન કરવું નહિ, જુગુપ્સા વૃત્તિથી સ્વ-પરના આત્મા અર્થે વર્તવું નહિ એ પ્રમાણે શ્રોત્રેન્દ્રિય ભાવનાથી જે ભાવિત થાય છે તેનો અંતરાત્મા મનોજ્ઞ-અમનોજ્ઞ અને શુભ-અશુભ (શબ્દો) પ્રત્યે રાગદ્વેષને સંવરનાર, સાધુ, મન-વચન-કાયાને સંવૃત્ત કરનાર અને ઇંદ્રિયોનું રૂંધન કરનાર હોઈ ધર્મને આચરે છે

બીજી ભાવનાએ ચક્ષુ ઇંદ્રિયે કરીને રૂપ (સ્ત્રી-પુરૂષના) જોતા તેને સંવૃત્ત કરવી (તે રૂપ કેવા ?) મનોજ્ઞ, સુંદર, સચિત્ત-અચિત્ત-મિશ્ર કાષ્ઠકર્મના, વસ્ત્રના, ચિત્રના, લેપકર્મના, પત્થરના, દાંતના રૂપ, પાંચવર્ણ સહિત અનેક આકારે સંથિત, ગ્રથિત (ગુંથેલા), વેષ્ટિત (વીંટેલા), પૂરિત (ભરીને બનાવેલા), સાંધીને બનાવેલા (ચંદરવા વગેરે), અનેક પ્રકારની તથા નયન-મનને સુખ કરનારી ગુંથેલી (પુષ્પની) માળાઓના રૂપ, વનખંડ, પર્વત, ગામ, આગર, નગર, પાણીની ખાઇ, કમળયુક્ત ગોળ વાવ, ચોખુણી વાવ, લાંબી વાવ, વાંકી-ચુંકી નહેર, સરોવર પંક્તિ (એકમાંથી બીજામાં અને બીજામાંથી ત્રીજામાં પાણી વહે તેવા તળાવોની હાર), સમુદ્ર, ધાતુની ખાણ, ગઢ ફરતી ખાઈ, નદી, કુદરતી સરોવર, ખોદેલુ તળાવ, વિકસિત પુષ્પ-ઉત્પલ-કમળથી શોભતા અને અનેક પ્રકારના પક્ષીઓના જોડા જેમાં વિચરી રહ્યા છે તેવા બાગબગીચાના રૂપ, સુંદર મંડપ, વિવિધ ભવન, તોરણ, મૂર્તિઓ, દહેરા, સભા પરબ, પરિવ્રાજકના વસતીસ્થાન, રૂડા શયન-આસન, પાલખી, રથ, ગાડા, યાન, યુગ્ય (એક પ્રકારનું વાહન),

સ્યદન ઇત્યાદિના રૂપ, સૌમ્ય, મનગમતા, જોવાયોગ્ય, અલકારથી વિભૂષિત, પુર્વકૃત તપને પ્રભાવે સૌભાગ્યથી સપન્ન એવા નર-નારીના સમૂહના રૂપ, નટ, નતક, અજાણીયા, મટલ, મુષ્ટિમલ, (ભાડ) વિદૂષક, કથાકાર, જળમા કૂદી ખેલનાર, રાસ રમનાર, આખ્યાનકાર, લખ, મખ, તૂણ બજાવનાર, તુંબડાની વીણા વગાડનાર, તાલોટા વગાડનાર ઇત્યાદિની બહુ પ્રકારની રૂડી ક્રિયાઓ અને બીજી પણ એ પ્રકારની ક્રિયાઓના મનોજ્ઞ તથા સુદર રૂપને વિષે સાધુએ સગ કરવો નહિ, રાગ કરવો નહિ, ગૃદ્ધ થવુ નહિ, મોહ કરવો નહિ, તેને અર્થે આત્માનો ઘાત કરવો નહિ, લોભાવુ નહિ, તુષ્ટ થવુ નહિ, હસવું નહિ, સ્મરણ કરવુ નહિ અને તેને વિષે મતિ કરવી નહિ વળી સાધુએ ચક્ષુએ કરીને અમનોજ્ઞ તથા પાપના હેતુરૂપ રૂપો જેવા કે કઠમાળનો રોગી, કોઢનો રોગી, લૂલો-ઠુંઠો માણસ, જળોદરવાળો, કઠીન પગવાળો માણસ, શ્લીપદ, કુબડો, પાગળો, વેતીયો, આધળો, કાણો, જન્માધ, લાકડીને ટેકે ચાલનારો, પિશાચગ્રસ્ત (ગાડો), વ્યાધિ-રોગથી પીડિત, વિકૃતિ પામેલા કલેવરો, જીવડાવાળા કોહેલા પદાર્થોનો ઢગલો, એવા અને એ પ્રકારના બીજા અમનોજ્ઞ તથા પાપના હેતુરૂપ રૂપો જોઇને સાધુએ રોપ-હેલણા નિદા-વકતા-છેદન-ભેદન-જુગુપ્સા ઇત્યાદિ સ્વ-પરના આત્મા અર્થે કરવા નહિ એ પ્રમાણે ચક્ષુ ઇદ્રિય ભાવનાથી જે ભાવિત થાય છે તેનો અતરાત્મા મનોજ્ઞ-અમનોજ્ઞ અને શુભ-અશુભ (રૂપો) પ્રત્યે રાગદ્વેષને સવર-

નાર, સાધુ, મન-વચન-કાયાને ગવૃત્ત કરનાર અને ઇંદ્રિયોનું રૂંધન કરનાર હોઇ ધર્મને આચરે છે

ત્રીજી ભાવનાએ ઘ્રાણેન્દ્રિયે (નાસિકાએ) કરીને મનોજ્ઞ તથા ભદ્રક (મધુર) ગંધ લેતા તેને સવૃત્ત કરવી (તે ગંધો કેવી?) જળ, સ્થળ, સરસ ફૂલ, ફળ, પાણી, ભોજન, કોઠ (ઉપલેટ), તગર, (તમાલ) પત્ર, સુગંધી છાલ, દમનક (એક જાતના ફૂલ), મરવો, એલચી, જટામાસી, સરસ ગોશીર્ષ ચંદન, કપૂર, લવંગ, અગુરૂ (કાળુ અગર), કુંકુમ (કેસર), કક્કોલ (એક જાતનું સુગંધી ફળ), સુગંધી વાળો, શ્વેત ચંદન, સુગંધી દ્રવ્યોથી યુક્ત ધૂપ-વાસ જે ઋતુકાળે ઉપજીને દિશાઓમા ઘણે દૂર સુધી પ્રસરે છે, એવી અને બીજા અનેક પ્રકારની મનોજ્ઞ તથા મધુર ગંધોને વિષે સાધુએ સંગ કરવો નહિ, રાગ-ગૃદ્ધિ-મોહ-લોભ-તોષ-હાસ્ય-સ્મરણાદિ કરવા નહિ, અને તેને વિષે મતિ કરવી નહિ વળી સાધુએ નાસિકાએ કરીને અમનોજ્ઞ તથા પાપના કારણરૂપ ગંધો, જેવી કે મરેલા સર્પ, ઘોડા, હાથી, ગાય, વરૂ, શ્વાન, શિયાળ, મનુષ્ય, બીલાડી, સિંહ, દીપડો ઇત્યાદિના કલેવર કોહેલા, છિન્ન-ભિન્ન થએલા, જીવડા પડેલા હોય અને તેમાથી દુર્ગંધ નીકળતી હોય તેને વિષે, દુર્ગંધી ભોજનને વિષે અને બીજી અનેક પ્રકારની અમનોજ્ઞ અને પાપરૂપ દુર્ગંધોને વિષે સાધુએ રોષ-હેલણા-નિંદા-વકતા-છેદન-ભેદન-જુગુપ્સા ઇત્યાદિ સ્વ-પરના આત્મા અર્થે કરવા નહિ એ પ્રમાણે ઘ્રાણેન્દ્રિય ભાવનાથી જે ભાવિત થાય છે તેનો અંતરાત્મા મનોજ્ઞ-અમનોજ્ઞ અને

શુભ-અશુભ (ગંધો) પ્રત્યે રાગદ્વેષને સંવરનાર, સાધુ, મન-વચન-કાયાને સંવૃત્ત કરનાર અને ઇંદ્રિયોનું દમન કરનાર હોઈ ધર્મને આચરે છે

ચોથી ભાવનાએ જિહ્‌વાઇંદ્રિયે (જીભે) કરીને મનોજ્ઞ તથા મધુર રસાસ્વાદ લેતા તેને સંવૃત્ત કરવી (તે આસ્વાદ અને રસ કેવા ?) પક્વાન્નો, વિધવિધ પાન, ગોળ-ખાંડના અને તેલ-ઘીના બનાવેલા (જાત જાતના) ભોજન, બહુવિધ લવણુ-રસાદિથી યુક્ત ભોજ્ય પદાર્થો, મધુ, માંસ, બહુ પ્રકારના મૂલ્યવાન ભોજન પદાર્થો, દૂધ, દહીં, સરક (એક જાતના પુલ) નો મદ્ય, ઉત્તમ પ્રકારની મદિરા, સીધુ અને કાપિસાયણુ ( એ બેઉ જાતની મદિરા), અઢાર પ્રકારના શાક, અને બીજા બહુ પ્રકારના ભોજન, મનોજ્ઞ વર્ણ-ગંધ-રસ-સ્પર્શવાળા દ્રવ્યોથી મિશ્રિત કરેલા ભોજન પદાર્થો અને એવા બીજા અનેક જાતના-મનોજ્ઞ તથા મધુર રસોને વિષે સાધુએ સંગ કરવો નહિ, રાગ-ગૃદ્ધિ-મોહ-લોભ-તોષ-હાસ્ય-સ્મરણુ તથા મતિ કરવી નહિ વળી જિહ્‌વાઇંદ્રિયે કરી અમનોજ્ઞ તથા પાપના કારણરૂપ આસ્વાદ અને રસ, જેવા કે રસરહિત, વિરસ (બગડેલો રસ) યુક્ત, લુખ્ખા, સત્વરહિત, ભોજન-પાનાદિના, વાસી, વિનષ્ટ વર્ણવાળા, કોહેલ, દુર્ગંધયુક્ત, અમનોજ્ઞ, વિકૃતિવાળા, પુગાઈ ગએલા (લીલવાળા), બહુ પ્રકારની દુર્ગંધવાળા, તીખા, કડવા, ક્ષાયલા, ખાટા, સેવાળવાળા જુના પાણીના જેવી ગંધવાળા અને એવા બીજા અનેક પ્રકારના અમનોજ્ઞ તથા પાપરૂપ રસોને

સાધુએ રોષ કેવણા-નિંદા-વક્રતા-છેદન-ભેદન-જુગુપ્સા ઇત્યાદિ સ્વ-પરના આત્માને અર્થે કરવા નહિ એ પ્રમાણે જિહ્‌વા ઇંદ્રિય ભાવનાથી જે ભાવિત થાય છે તેનો અંતરાત્મા મનોજ્ઞ-અમનોજ્ઞ અને શુભ-અશુભ (રસો) પ્રત્યે રાગદ્વેષને સંવરનાર, સાધુ, મન-વચન-કાયાને સંવૃત્ત કરનાર અને ઇંદ્રિયોનું રૂંધન કરનાર હોઈ ધર્મને આચરે છે

પાંચમી ભાવનાએ સ્પર્શેન્દ્રિયને (શરીરની ત્વચાને) મનોજ્ઞ તથા સુખકારક સ્પર્શ લેતા સંવૃત્ત કરવી (તે સ્પર્શો કેવા ?) ઉદકમંડપ (જેમાથી પાણીના ઝીણા કણ વરસ્યા કરે તે-ફુવારો), શ્વેત ચંદન, શીતળ નિર્મળ જળ, નાના પ્રકારના ફૂલની શય્યા, સુગંધી વાળો, મુક્તાફળ, પદ્મનાલ (મૃણાલ), ચંદ્રની ચાંદની, મોર પીંછના પંખાથી-તાડના પાંદડાના પંખાથી ઉપજાવેલા સુશીતળ પવન, ગ્રીષ્મકાળે સુખસ્પર્શ કરાવનારા અનેક પ્રકારના શયન, આસન તથા વસ્ત્રો, શિયાળામાં અગ્નિવડે શરીરને તપાવવું, સૂર્યનો આતપ લેવો, સ્નિગ્ધ મૃદુ-શીત-ઉષ્ણ-હળવો એવો ઋતુ ઋતુને વિષે સુખકારક સ્પર્શ જે શરીરનું સુખ તથા મનની સ્વસ્થતા કરનારા છે તે અને એવા બીજા અનેક પ્રકારના મનોજ્ઞ તથા સુખકારક સ્પર્શોને વિષે સાધુએ સંગ કરવો નહિ, રાગ-ગૃદ્ધિ-મોહ-લોભ-તોષ હાસ્ય-સ્મરણ તથા મતિ કરવી નહિ વળી સાધુએ સ્પર્શેદ્રિયે કરી અમનોજ્ઞ તથા પાપના કારણરૂપ સ્પર્શ જેવા કે અનેક પ્રકારના બંધન, વધ, તાડન, ડામ, અતિ ભારારોપણ, અંગભંજન (અવયવો ભાગવા-મરડવામાં આવે તે), નખમાં સોયનો પ્રવેશ, ચામડીપર નાના છેદ, ગરમ લાખનો રસ-

ક્ષાર-તેલ-સીસું-કાળુ લોખંડ ઈત્યાદિનું ધગધગતું સિંચન, હેડબંધન, દોરડાનું બંધન, બેડી, સાકળ, હાથબેડી, કુંભી પાકદહન (કુંભીમાં નાખીને રાંધવું), ઈંદ્રિયનું તોડવું, ઉંચે (વૃક્ષાદિ ઉપર) લટકાવવું, શૂળીએ પરોવવું, હાથીને પગે કરીને મર્દન, હાથ-પગ-કાન-નાક-હોઠ-શીષનું છેદન, જીભનું તોડવું, વૃષણ-નયન-હૃદય-દાંતનું ભાંગવું, જોતર અને ચાબુકના પ્રહાર, પગ-પાની-ઘુંટણને પત્થરના પ્રહારથી પીડા ઉપજાવવી, કૌવચ-અગ્નિ-વિંછીના ડંખ, વાયુ તાપ-ડાંમ-મસલાનો ઉપદ્રવ, કષ્ટકારી આસન, કષ્ટકારી સ્વાધ્યાયભૂમિ, એવા કર્કશ-ભારે-ટાઢા-ઉના-રૂક્ષ અને બીજા અનેક પ્રકારના અમનોજ્ઞ તથા પાપના હેતુરૂપ સ્પર્શોને વિષે સાધુએ રોષ-હેલણા-નિંદા-વક્તા-છેદન-ભેદન-જુગુપ્સા ઈત્યાદિ સ્વ-પરના આત્માને અર્થે કરવા નહિ એ પ્રમાણે સ્પર્શેદ્રિય ભાવનાથી જે ભાવિત થાય છે તેનો અંતરાત્મા મનોજ્ઞ-અમનોજ્ઞ અને શુભ-અશુભ (સ્પર્શો) પ્રત્યે રાગદ્વેષને સંવરનાર, સાધુ, મન-વચન-કાયાને સંવૃત્ત કરનાર અને ઇંદ્રિયોનું રૂંધન કરનાર હોઈ ધર્મને આચરે છે

એ પ્રકારે આ સંવર દ્વારને સમ્યગ્ પ્રકારે આચરતા તે રૂડા નિધાનરૂપ થાય છે એ પાંચે કારણે કરીને, મન-વચન-કાયાએ કરી સુરક્ષિત રાખતા થકા એ યોગ (અપરિગ્રહ) મરણપર્યંત ધૃતિમાન અને મતિમાન મનુષ્યે નિત્ય નિર્વહવાયોગ્ય છે અનાસ્રવયુક્ત, નિર્મળ, અછિદ્ર, અપરિસવિત, કલેશરહિત, સર્વ તીર્થંકરોએ અનુજ્ઞા કરેલું એવું આ પાંચમું સંવરદ્વાર કાયાએ કરી ફરસવાયોગ્ય,

પાળવાયોગ્ય, અતિચાર ટાળી શુદ્ધ કરવાયોગ્ય, પાર ઉતારવાયોગ્ય, અન્યને ઉપદેશવાયોગ્ય, અનુપાલન કરવાયોગ્ય અને આજ્ઞાનુસાર આરાધવાયોગ્ય છે એ પ્રમાણે જ્ઞાતપુત્ર શ્રી મહાવીર ભગવાને ઉપદેશ્યુ, પ્રરૂપ્યુ અને પ્રસિદ્ધ કર્યું છે, એવું આ સિદ્ધ શાસન પૂજનીય, સદુપદેશિત અને પ્રશસ્ત છે

ઉપસહાર

હે સુવ્રત ! (જમ્બૂ !) એ પાચે મહાવ્રતો સેકડો હેતુપૂર્વક વિચિત્ર પ્રકારે અરિહતના શાસનમા વિસ્તીર્ણ કરીને કહેલા છે પાચ મક્ષેપે કહેલા સવર વિસ્તારે કરીને પચ્ચીસ ભાવના અને પાચે સમિતિ સહિત સદા યતના, (સયમ પાળવાની) ઘટના અને વિશુદ્ધ (નિર્મળ) દર્શન સદ્દહણાએ કરીને આચરનાર સયતિ ચરમ શરીરને ધારણ કરનાર થશે (નિર્મળ સવરનો પ્રતિપાલક આ જ ભવે મોક્ષને પામશે )

ઇતિ સવર દ્વાર સમાપ્ત.

શાર્દૂલ

શ્રી લાધાજી ગુરૂ-પ્રસાદ સુખદા પામ્યો ઉમગે લઘુ,
તેમાથી રગબિદુ એક ગ્રહીને આહીં પ્રમોદે ધરૂ,
ચાતુર્માસ નિધિ વર્ણુ નિધિ ભૂમિ ચારૂ શરત્પૂર્ણિમા,
પ્રશ્નવ્યાકરણાનુવાદ અમદાવાદે કરી પૂર્ણતા


શ્રી પ્રશ્નવ્યાકરણ સૂત્ર સમાપ્ત

# અગાઉથી થએલા ગ્રાહકોના નામ

### અમદાવાદ

નકલ  નામ

51 પોચાલાલ પીતામ્બરદાસ શાહ
11 લક્ષ્મીચંદ ઝવેરચંદ સંઘવી લીંબડીવાળા
11 ઉમેદચંદ લલ્લુભાઇ શાહ હા પોપટલાલભાઈ
5 પ્રેમચં૰ માણેકચંદ
5 શાન્તિલાલ મગનલાલ મહેતા
2 દુર્લભજી માધવજી શાહ
2 લાલચંદ મલુકચંદ શાહ
2 જમનાદાસ નાગજી શાહ
2 ડૉ. માણેકલાલ ડાહ્યાભાઈ શાહ
2 ગાંધી મનસુખલાલ ત્રિભુવનદાસ
2 છગનલાલ વનમાળીદાસ શાહ
2 દુર્લભજી નાગરદાસ ભાવસાર
1 જીવરાજ લાલચંદ ગોસળીયા
1 સુખલાલ મગનલાલ શાહ
1 જીવણલાલ કાળીદાસ શાહ
1 હરખચંદ દેવશીભાઇ સંઘવી
1 લક્ષ્મીચંદ કપુરચંદ શાહ
1 નાગરદાસ ઠાકરશી શાહ
1 મનુકચંદ ગોકળદાસ શાહ
1 હીરાચંદ જીવણભાઇ શાહ
1 વાડીલાલ મોતીલાલ શાહ
1 છગનલાલ પાનાચંદ સંઘવી
1 શાન્તિલાલ નાગરદાસ શાહ
1 પોપટલાલ જગજીવનદાસ શાહ
1 મણીલાલ સાકળચંદ ભાવસાર
1 મણીલાલ બેચરદાસ શાહ
1 ગીરધરલાલ નગીનલાલ શાહ
1 મોરારજી ધનજી પટીયા
1 ગુલાબચંદ હીરાચંદ મપાણી
1 માણેકલાલ સુખલાલ શાહ
1 ખીમચંદ બેચરદાસ શાહ
1 રતિલાલ સુખલાલ તલસાણીયા
1 અંબાલાલ મણીલાલ તલસાણીયા
1 જગજીવન હીરાચંદ શાહ
1 શીવલાલ રતનશી શાહ
1 ડૉ. ભાલચંદ્ર ડુંગરશી
1 ખુશાલચંદ હીરાચંદ સનાણી
1 મનુકચં૰ હીરાચંદ સનાણી
1 સુખલાલ દવીચંદ પધાર
1 ધનજી જેચંદ શાહ
1 ખીમચંદ વખતચંદ શાહ
1 તલકચંદ ખીમચંદ શાહ
1 ગાંધી હરખચંદ ત્રિભુવનદાસ વકીલ
1 લલ્લુભાઇ મગનલાલ ગાંધી

૧ ગુલાબચંદ રાઘવજી શાહ
૧ છગનલાલ જીવરાજ ગાંધી
૧ કપુરચંદ અમરચંદ શાહ
૧ જીવરાજ અભેચંદ શાહ
૧ ગાંડાલાલ મંનજી ભાવસાર
૧ ગાંડાલાલ પોચાલાલ ભાવસાર
૧ કેશવલાલ લ ઝુભાઈ ભાવસાર
૧ વર્ધમાન જગજીવન
૧ મોહનલાલ મગનલાલ
૧ કેશવલાલ વનમાળીદાસ
૧ વાડીલાલ ખેચરદાસ
૧ અમુલખ ગોવિંદ શાહ
૧ છોટાલાલ જેઠાભાઈ શાહ
૧ પોપટલાલ નાથાલાલ શાહ
૧ ગુલાબચંદ કેશવજી શાહ
૧ મગનલાલ કમળશી શાહ
૧ ચીમનલાલ મોહનલાલ શાહ
૧ ભાવસાર શામજી વેલજી
૧ રાજપાલ વીરપાળ
૧ પુરૂષોત્તમદાસ કસ્તુરચંદ વોરા
૧ શીવલાલ સુખલાલ શાહ
૧ જેઠાલાલ પ્રેમચંદ
૧ વનમાળી દાસ મણીકલાલ
૧ પરશોત્તમદાસ ઠાકરશી
૧ ત્રિભોવનદાસ રાજપાળ
૧ ધનજીભાઈ વીઠલ દાસ
૧ મોહનલાલ ગુલાબચંદ
૧ પાનાચંદ ત્રિભોવનદાસ

૧ વનારસી ડોસાભાઈ
૧ ત્રિભોવનદાસ અમુલખ
૧ નંદલાલ મનસુખલાલ
૧ ભોગીલાલ બાવનભાઈ
૧ અમૃતલાલ બાવચભાઈ
૧ હરિલાલ ઓનડભાઈ

ગોસળી

૧ લખમીચંદ ગોરધનદાસ
૧ મનસુખલાલ જેઠાલાલ
૧ કાળીદાસ કલ્યાણ દાસ
૧ છોટાલાલ બુધરદાસ
૧ શાન્તિલાલ મગનલાલ
૧ મણીલાલ મગનલાલ
૧ સુખલાલ મથુરદાસ
૧ પોપટલાલ ચુનીલાલ
૧ ભગવાનજી પાનાચંદ
૧ વાડીલાલ ઠાકરશી
૧ દયાળજી જગજીવનદાસ
૧ મણીલાલ નાનચંદ
૧ નાગરદાસ જેઠાભાઈ
૧ અમરચંદ માણેકચંદ
૧ મોહનલાલ પ્રાગજી
૧ કપુરચંદ દેવચંદ
૨ રમણલાલ મગનલાલ શાહ
૧ પુરૂષોત્તમ કાળીદાસ શાહ
૫ પુંજાભાઈ જેઠાભાઈ ભાવસાર
હા ગણુપતલાલ
૫ અમરચંદ જેસીંગભાઈ શાહ

૫ સુંદરલાલ લવજીભાઇ ભાવસાર
૨ શીવલાલ પૂંજાભાઈ ભાવસાર
૨ ભાઇલાલ સુખલાલ શાહ
૧ દેવચંદ ભાણુજી શાહ
૧ હીરાલાલ ડુંગરચંદ શાહ
૧ પ્રેમચંદ ગોપાળદાસ શાહ
૧ મોહનલાલ ફીરચંદ શાહ

અમલનેર

૫ નાગરદાસ વાઘજીભાઇ શાહ
૧ જીવાભાઇ કાલીદાસ શાહ
૧ ચતુરદાસ માવજી શાહ
૧ લાલચંદ રૂગનાથદાસ
૧ અમીચંદ લાલજીભાઇ

કલકત્તા

૧ મણીલાલ સુંદરજી દેસાઈ
૧ જગજીવન શીવલાલ દેસાઇ
૧ છોટાલાલ મગનલાલ દેસાઈ
૧ નળકલાલ મગનલાલ દેસાઇ

કપોલ

૧ મોતીલાલ મણીલાલ શેઠ
૧ શાન્તિલાલ નાથાલાલ શાહ
૧ ફકીરચંદ કસ્તુરચંદ શાહ
૧ બાબુલાલ મફતલાલ શાહ
૧ ગીરધરલાલ કાળીદાસ શાહ
૧ વીરચંદભાઇ શામળદાસ શાહ
૧ કચનલાલ મોહનલાલ તલસાણીયા
૧ શાહ નાનચંદભાઈ હઠીશીંગ
૧ શાહ મગળદાસ નગીનદાસ

૫ શેઠ છોટાલાલ અમથાભાઈ
૨ શેઠ કેશવલાલ મગનલાલ
૨ શેઠ કેશવલાલ ઉકાભાઈ
૨ શેઠ આત્મારામ મોહનલાલ
૨ શાહ હુકમચંદ ડોસાભાઈ
૧ શેઠ મોહનલાલ મગનલાલ
૧ શાહ ધેલાભાઇ પ્રાણલાલ

કહોડા

૧ મગનલાલ હનુભાઇ શાહ

ટંકારા

૧ મગનલાલ કુબેરદાસ વખારવાલા
૧ લલ્લુભાઇ કુબેરદાસ વખારવાલા

કોટડા (કચ્છ)

૧ શામજી બેરાજ શાહ
૧ સાધ્વીજી શ્રી કસ્તુરશ્રીજી
૧ શામળભાઈ નથુભાઈ શાહ
૧ બાઇશ્રી વાલબાઈ પાનણુ

કોઠ

૧ માણેકચંદ નથુભાઇ શાહ
૧ મનસુખલાલ મોહનલાલ શાહ
૧ તારાચંદ નાનજી મોરારી

ખેરવા (જતન)

૧ ચીમનલાલ છોટાલાલ શાહ.

ખભાલાલ

૧ હીરાચંદ નાગરદાસ શાહ

ગઢડા

૧ ધી ગઢડા કેળવણીને જૈનશાળા
હા મા

### ગઢસીસા (કચ્છ)
૧ ડૉ. મોહનલાલ સુંદરજી દેસાઇ
૧ નાગસીભાઈ પાચુભાઈ

### ગેડી
૧ માણેકચંદ ઉકાભાઇ શાહ
૧ નાનચંદ ઉકાભાઇ શાહ
૧ ચુનીલાલ જીવરાજ શાહ

### ચુડા
૧ ચતુરભાઈ લેગભાઇ ગોમલીયા

### જાળુ
૧ પાનાચંદ મૂળચંદ દોશી
૧ પ્રેમચંદ પાનાચંદ દોશી
૧ કેશવલાલ ઝવેરચંદ શાહ
૧ લલ્લુભાઇ કેશવજી શાહ
૧ મૂળજીભાઇ બુધરજી સોની

### ટીકર (રણની)
૧ મૂળચંદ રામજી શાહ
૧ પીતામ્બરદાસ જેઠાભાઇ મ્હેતા
૧ ચંદુલાલ વર્ધમાન મહેતા
૨ ટીકર સ્થાનકવાસી જૈનશાળા
૧ મોનજી જેઠાભાઇ મહેતા
૧ ગગાભાઇ હંસરાજ મહેતા

### મોટા ટીંબલા
૨ શ્રીમનલાલ ચત્રભુજ
તલસાણીયા
૧ ત્રિભુવન જીવરાજ શાહ
૧ જેઠાલાલ તલકશી દોશી
૧ પોપટલાલ કાકુભાઇ દોશી
૧ મણીલાલ છગનલાલ વોરા

### ડુમરા (કચ્છ)
૨ ખીમજીભાઈ નથુભાઇ

### ડોળીઆ
૧ લહેરા સુંદરજી ગોસલીયા
૧ સોમચંદ પીતાંબરદાસ
ગોસલીયા

### દેવપુર (કચ્છ)
૧ ગોપાળજી કોરશી શાહ
૧ શામજી વેરશી શાહ
૧ રતનશી હેમરાજ શાહ

### થરા
૧ હરિલાલ ફુલચંદ શાહ
જ્યુડિશિયલ કામદાર

### ધોરાજી
૨ ગુલાબચંદ પાનાચંદ મહેતા
૧ ગુલાબચંદ પાનાચંદ મહેતા
૧ બાઈ નરભેકુવરબાઇ
૧ મહેતાજી પાનાચંદ વાનજી
દેસાઇ

### પરનાળા
૧ વ્રજલાલ બેચરદાસ શાહ
૧ છગનલાલ દેવચંદ શાહ
૧ નાગરદાસ દેવચંદ શાહ
૧ ગુલાબચંદ દેવચંદ શાહ
૧ ત્રિભુવન વેલચંદ શાહ
૧ માધવજી ડાહ્યાભાઇ શાહ
૧ ભગવાનજી હરિશંકર દવે

### પળાલી.
૫ મગનલાલ માણેકચંદ શાહ

પાળસણા
૨ શાહ પરશોત્તમદાસ કાળીદાસ
૧ જગજીવનદાસ પ્રાગજી શાહ
૧ જીવણ શીવજી શાહ
૧ છગનલાલ બાવાભાઈ શાહ
૧ ઉમેદ ગફલ શાહ
૧ મગન ગફલ શાહ દા ભાઈલાલ
૧ જેઠાભાઈ ચતુરભાઈ શાહ
૧ બોલસાગર ત્રીકમજી શાહ
૧ મોહનલાલ ફુલચંદ શાહ
૨ ભુરાલાલ પરશોત્તમદાસ શાહ
૧ ખુશાલદાસ રાજપાળ શાહ
૧ છગનલાલ ચતુરભાઈ શાહ
૧ લક્ષ્મીચંદ ચુનીલાલ
૧ સુંદરજી ામરદાસ
૧ ગુલાબચંદ ઓધવદાસ
૧ ગાડાલાલ જીવરાજ માળી
૧ મોહનલાલ સેગળ ઈ લાલસાર
૧ મગનલાલ પરશોત્તમદાસ શાહ
પેચી. (લીનાગજ)
૫ પનાલાલ ગોપીલાલ

પાલણપુર
૨૫ છોટુભાઈ હેમુભાઈ મહેતા
૬ વખીવ ભાઈચંદભાઈ ગુમચંદ મહેતા
૩ જેઠાલાલ ગુમચંદ મહેતા માજી તહેસીલદાર
૨ બાપાલાલ ગોદડભાઈ કોઠારી
૧ શ્રી પાલણપુર લોકાગચ્છ સાધ માર્ગી જૈન પુસ્તકાલય
૧ બહાદુરમલ મગળજીભાઈ કોઠારી
૧ મોહનલાલ સાંકળચંદભાઈ મોદી
૧ કાનીદાસ જેઠાલાલભાઈ મહેતા
૧ કોઠારી કેશવલાલ ડુંગરશીભાઈ
૧ ચંદુલાલ લહનુભાઈ મહેતા
૧ પરી હીરાલાલ રીખવચંદ
૧ જમકરણ ઓઘડશીભાઈ મહેતા
૧ અમીચંદ તલશીભાઈ મહેતા
૫ બ્હેન શ્રી અચકબાઈ
૩ બ્હેન ચંદનબ્હેન કચરાભાઈ
૨ બ્હેન મક્તબ્હેન તલશીભાઈ
૨ બ્હેન લક્ષ્મીબાઈ
૨ બ્હેન પારબ્હેન જસકરણભાઈ
૧ બ્હેન હીરાબ્હેન મગનભાઈ
૧ બ્હેન તારાબ્હેન જમકરણભાઈ

બોટાદ
૨૫ લક્ષ્મીચંદ ત્રિભુવનદાસ શાહ
૫ વાડીલાલ ચુનીલાલ દોશી

ભલગામડા
૧ જેચંદભાઈ ડાહ્યાભાઈ શાહ
૧ છગનલાલ કાળીદાસ વ્યાસ
૧ લક્ષ્મીશંકર રામચંદ્ર આચાર્ય
૧ રાણાશ્રી દીપસીંહજી અમરસીંહજી
૧ „ ફતેહસિંહજી દોલતસિંહજી

મોરબી.
૧ ચંદુલાલ ત્રિભુવનદાસ

### મુબઈ

૧૧ નકુભાઇ કાનુભાઇ શાહ

### મહાલી

૧ કાલીદાસ દામોદર શાહ
૧ જીવરાજ લવજી મહેતા

### રાયડી

૧ માનસીંગ પ્રેમચંદ ટોટીયા

### રાણપુર

૫૧ શેઠ વાડીલાલ પુરૂષોત્તમદાસ
૫ મોતીલાલ દેવચંદ ગોશી
૫ શેઠ મોહનલાલ મુળચંદ

### રામવાવ (કચ્છ વાગડ)

૧૫ વાનજીભાઈ શાહ

### લીંબડી

૨૫ શાહ આણુનાન મગનલાલ વકીલ
૨૫ શાહ ત્રિભુવન રાઘવજી
૫ નાથાલાલ ડાલાભાઇ શાહ
૧ મોહનલાલ જીવરાજ શેઠ
૫ વકીલ હરીલાલ વાલજી શાહ
૨ નાનાલાલ નાગરદાસ શાહ

### લાકડીયા (કચ્છ વાગડ)

૫ કરમણ પાનણ શાહ

### લુણવા.

૧ લહેરચંદ હઠુભાઇ શાહ
૧ નાથાલાલ જેઠાભાઇ શાહ

### વાંકાનેર.

૧ મે. વાંકાનેર પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ, એમ પી સાહેબ
૧ છગનલાલ પારવીર શેઠ
૧ ત્રિભુવન હરજીવન શેઠ
૧ લક્ષ્મીચંદ ચતુરભાઇ શેઠ
૧ લીલાધર પાનાચંદ દોશી
૧ ઝુંઝાભાઇ સોમચંદ સંઘવી
૧ શામજીભાઇ દેવજી સંઘવી
૧ ચત્રભુજ કચરાભાઇ સંઘવી
૧ ભાઇચંદ કાલીદાસ સંઘવી
૨ છગનલાલ ઇંદરજી હેમરાજ સંઘવી તરફથી વા રથાં ન શાળાને ભેટ
૧ રૂપચંદ ઇંદરજી સંઘવી
૧ વાલમજી કુનચંદ મહેતા
૧ ન્યાલચંદ કુનચંદ મહેતા
૧ હેમચંદ જેચંદ સંઘવી
૧ વીકમચંદ જેચંદ સંઘવી
૧ કરસનજી ભીમજી દોશી
૧ શેઠ ભગવાનજી દેવશી
૧ શેઠ ઉમેદચંદ લાધચંદ
૧ શેઠ ઉમેદચંદ દેવચંદ
૧ પુરૂષોત્તમદાસ રૂગનાથ મહેતા
૧ વખતચંદ નારણજી મહેતા
૧ જમજીવન પાનાચંદ દોશી
૧ વર્ધમાન ભાઇચંદ
૧ પોપટલાલ કુનચંદ મહેતા
૧ મોતીચંદ રતનશી શાહ
૧ ડુંગરશી ડાલાભાઇ ગાંધી
૧ માણેકચંદ જુઠાભાઈ મહેતા

### વઢવાણ કેમ્પ

૨૫ શે ભાઈ ફકાભાઈ દોશી

### વસ્તડી

૫ મોહનલાલ રોડરજી મોની

### વીસનગર.

૧૦ કેશવલાલ પાનાચંદ શાહ
૧ ગીરધરલાલ નરસીદાસ
૧ વકીલ વિનયચંદ સુખલાલ શેઠ
૧ ડો. શીવલાલ ધનજીભાઈ

### સોન્ડી (કચ્છ)

૮ શ્રી દેગડી દેરાસર પુસ્તકાલય

### સિદ્ધપુર.

૨ સુર્તીલાલ મુગટરામ મથવી
ઠા. સમુબેન
૧ જીવરાજ પીતામ્બર ન મોપાણી
૧ પી ચડુલાલ નગનલાલ
૧ શેઠ સુખલાલ નાથાભાઈ
૧ ડી. ન્યાલચંદ શીવલાલ

### સાયલા.

૨ ડે ગલાલ મગનલાલ દેસાઇ
૧ ધનજીભાઇ માવજી શાહ
૧ જગજીવન મોરી જી ગોસલીયા
૧ લીલાધર પ્રેમજી શાહ.

## સીયાણી

૧ કાળુભાઇ મેઘજી શાહ
૧ તુલશી કલ્યાણજી શાહ
૧ કેશવલાલ અમૃતલાલ શાહ
૧ હીમચંદ હકમચંદ શેઠ
૧ વિજમશી રામજીભાઈ દરજી
૧ સાપાણી નથુભાઈ નથુભાઇ
હા સમરથભાઈ
૧ મણીબેન ખુશાલભાઇ
૧ સુખલાલ ગોવડલાલ શાહ

૯

## સઇજ

૧ મનસુખભાઈ છગનલાલ શાહ
૨ મગનલાલ જેસીંગભાઇ શાહ
૧ ચીમનલાલ મણીલાલ શાહ
૧ શંકરલાલ લલુભાઇ શેઠ
૧ મગનલાલ નાથાલાલ શાહ

## હળવદ

૧ વખતચંદ કેશવજી કોઠારી
૧ દેવશી ભગવાનજી કોઠારી
૧ રતીલાલ ફુલચંદ કોઠારી
૧ ભનુભાઈ સોમચંદ મહેતા

